# હેન્રી ફૉન આઇકનફેલઝ ખુદાને કેમ પીછાણતાં શીખ્યો.



(એક વાર્તા.)

શ્મીદનાં જર્મન ઉપરથી

તરજુમો કરનાર
ડૉક્ટર ડોસાભાઇ રૂસ્તમજી ધાભર.
એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ., વગેરે.

છપાવી પ્રગટ કરનાર
ખ્રીસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી
અને
જ્ઞાન ફેલાવનારી મંડળી.

સને ૧૯૨૦ ઇસ્વી.

# હેન્રી ફૉન આઇકનફેલઝ ખુદાને કેમ પીછાણતાં શીખ્યો.

( એક વાર્તા. )

શ્મીદનાં જર્મન ઉપરથી

તરજુમો કરનાર

ડૉકટર ડોસાભાઇ રૂસ્તમજી ધાભર.

એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ., વગેરે.



છપાવી પ્રગટ કરનાર

જરથોશ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી

અને

જ્ઞાન ફેલાવનારી મંડળી.



સને ૧૯૨૦ ઇસ્વી.

# પ્રસ્તાવના.



આ વાર્તાની ઘણીક આવૃત્તિ જર્મન ભાષામાં નીકળી છે. ઘણી સુંદર અને બોધકારક હોવાથી મેં એનો તરજુમો ગુજરાતી વાંચનાર માટે કર્યો છે.

વધુ ન બોલતાં વાંચનાર ઉપરજ સોપુંછું.

ડો. રૂ. ધા.



# ખુલાસો.

---

## જરથોશ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળી.



આ પુસ્તકની એક નકલ તેના કર્ત્તા તરફથી પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબો ઉપર ઘટતા આસરા માટે આવતાં તે સાહેબો તરફથી સરેસતા પ્રમાણે તપાસ ઉપર મોકલતાં શેઠ બેરામગોર તેમુરસ અંકલેસરીઆ એમ. એ. એ નીચે પ્રમાણે મત આપ્યું હતું:—

" એ ચોપડીની હજારો નકલ જરથોશ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળી મારફતે છપાવી, જરથોશ્તી ધર્મના શિક્ષણ આપનારા શિક્ષકો મારફતે, એ ચોપડીમાં આવેલા ધર્મના સબકો આપણા પવીત્ર ગાથાનાં પુસ્તકોમાંથી કેવી રીતે મલી આવે છે તેના સબકો અપાવવા જોઇએ અને એ ચોપડીનો બની શકે એટલો બહોલો ફેલાવો કરવો જોઇએ.

" મારી વિનંતિ છે કે પારસી પંચાએતના માનવંત ટ્રસ્ટીઓ એ ચોપડીને બની શકતો પુરતો આશરે

આપશે એટલુંજ નહી પણ એ ચોપડી હરેક જરથોશ્તી નિશાલમાં વંચાય એવું કરવાનું ગોઠવણ કરશે."

ઉપલી સુચના આ મંડળી હજુર તેની તા૦ ૨૫ મી નવેંમ્બર ૧૯૧૯ ની બેઠકમાં રજુ કરવામાં આવી. એ વખતે ઠેડાવ થયો હતો કે તેની ૫૦૦૦ નકલો છપાવવી. તેમ કરવા પેહેલાં એમાં ગાથા વીગેરેના લાયક ફકરાઓ ઉમેરવા કાજે એ પુસ્તક એરવદ બમનજી નશરવાનજી ધાભર એમ. એ. ને સોંફવામાં આવ્યું. તેવણે હરેક પ્રકરણની શરૂઆતમાં તેનું શિક્ષણ જરથોશ્તી ધર્મનાં શિક્ષણ સાથે કેવી રીતે મલતું આવે છે તે દેખાડી અવસ્તાના ફકરાઓ તેના તરજુમાં સાથે દાખલ કીધા છે. આ ચોપડી એવા વધારા સાથનું પરિણામ છે.

એ ચોપડી માટે કાંઇપણ કોપી રાઇટનો હક લેવા વીના તે છપાવવાની પરવાનગી આપવા માટે તેનો તરજુમો કર્ત્તા ડા. ડોશાભાઇ રૂશતમજી ધાભર એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ. નો કમીટી ઉપકાર માને છે. એરવદ બમનજી નશરવાનજી ધાભર એમ. એ. એ લીધેલી તસદી માટે તેવણનો ઉપકાર માનું છું.

રોજ ૩૦ મો માહ ૧૨ મો. શાહાનશાહી સને ૧૨૮૯ યજદેજર્દી. તા૦ ૪ થી સપ્ટેંબર ૧૯૨૦.

કારોબાર મંડળીના હોકમથી
જીવનજી જમશેદજી મોદી,
ઓ. સેક્રેટરી.

# પ્રકરણ પેહલું.

[એક ભલી સ્ત્રી પોતાના પતિ તેમજ ફરજંદો તરફ શું ફરજ બજાવે છે તેનું આ પાઠમાં એક ઉમદા ચિત્ર દોરવામાં આવ્યું છે. સઘળી માતાઓ આ પાઠમાં દરશાવેલી સ્રીના જેવા સદગુણો ધરાવે અને પોતાની ખરી ફરજોથી માહીતગાર રહે તો આજના ઘણુાક સંસારી સવાલોનો આપોઆપ નિર્ણય થઈ જાય. એક સ્ત્રી કેવી હોવી જોઈએ તેનુ ચિત્ર જરથોસ્તી ધર્મમાં નીચે જણાવેલા ફકરામાં દોરવામાં આવ્યું છે.]

નાઈરિકાંમચા અષઓનીમ્ યજમઈદે, ફ્રાયો-હુમતાંમ્ ફ્રાયો-હૂખ્તાંમ, ફ્રાયો-હ્વર્સ્તાં, હુશ-હાંમ-સાસ્તાંમ, રતુક્ષથ્રાંમ, અષઓનીમ્, યાંમ્ આર્મઈતીમ સ્પેન્તાંમ્, યાઓસ્ચ તે ઘેનાઓ, અહુરમજદ. (અઈવિસ્રૂથ્રેમ ગાહ, ૯).

**અર્થ**:-અશો નારી જે વધારે નેક મનસ્નીવાળી, વધારે નેક ગવસ્નીવાળી, વધારે નેક કુનસ્નીવાળી, પુરતી રીતે તથા સારી રીતે શીખેલી, પોતાના ખાવીંદને તાબેદાર તથા સાચું બોલનારી તથા જે નારી સપંદારમદ અમશાસ્પંદના જેવી, તથા અએ હોરમજદ! તારા જે બીજા નારી શિકલના ફરેશ્તાના જેવી (એ બધી સિફત ધરાવનારી નારીને) હમો વખાણીએ છીએ.*

* આ તેમજ બીજા પાઠોમાં ટાંકેલા અવસ્તા ફકરાઓનો તરજુમો મરહુમ એરવદ કાવસજી એદલજી કાંગાનાં પુસ્તકો ઉપરથી લીધો છે.

## બાળકની સંભાળ લેનાર ખરોજ ફેરેસ્તો છે.

ગઇ સદીની શરૂઆતમાં, એક મોટાં જંગલ નજદીક એક અસલી પણ સુંદર કેસ્ટલમાં કાઉન્ટ ફ્રેદરીક અને કાઉનટેસ એડીલેદ આપ્ટકનફેલઝ રહેતાં હતાં. એક ખુબસુરત બાળક જેનું નામ હેન્રી હતું, અને જેને તેઓ ઘણુંાંજ ચહાતાં હતાં તે તેમનો એકપૂરો દીકરો હતો. તે બાળક હજી તો 'પપા' કે 'બાવા' બોલી શકે તે અગાઉ કાઉન્ટને લડાઇ ઉપર જવું પડયું. ધર્મિક દિલની કાઉન્ટેસને કેસ્તલમાંજ રહેવું પડયું અને ધણીની ગેરહાજરીમાં એકલવાઇ હાલત વચ્ચે તેણીનો એકજ દિલાસો અને ખુશાલી તેણીનો વહાલો નાનો હેન્રી હતો. તેની કેળવણીની સઘળી દેખરેખ પોતેજ રાખવાનો ઠેરાવ કર્યો હતો, અને તેના દિલની સઘળી ખાહેશ આ સુંદર બાળક બેગી પોતાના વહાલા પતિને પાછી ભેટવાની આશીરવાદ ભરેલી પળ માટેજ હતી.

એક સાંજે કાઉન્ટેસ પોતાના બાળકને ખોળામાં લઇને પોતાના ઓરડામાં બેઠી હતી. તેની આગળ તે બાળકની આયા ઉભી હતી અને બચ્ચાંને તુરતનાં તોડેલાં તાજાં ફુલો રમતીઆળપણે દેખાડતી હતી. તે બાળક પોતાના નાના હાથો હસીને લાંબા કરતું, અને તેની મા પણ પોતાના બાળકની ખુશાલીમાં ખુશ થઇ હસ્તી હતી. તેજ વેળા એક નોકર જે કાઉન્ટ સાથે લડાઇ પર ગયો હતો, તે દાખલ થયો અને કાઉન્ટ સખત રીતે જખમી થવાની દલગીરી ભરેલી ખબર આપીને કહ્યું કે પોતાની જીંદગીનો અંત જે નજીદીક હોવાનો સંભવ હતો, તે અગાઉ પોતાની ધણીઆણીને પોતાની નજદીક જોવા ઇચ્છતો હતો. કાઉન્ટેસનો ચેહરો ઘણોજ ફીકકો પડી ગયો, અને તેણીને પોતાનાં

બાળકને પકડી રાખવાની શકિત પણ ન હતી, જ્યારે સંદેશો લાવનારે કાઉન્ટેસને ધાસ્તીથી ગાભરી પડેલી જોઇ ત્યારે હજીપણુ કાઉન્ટ તંદોરસ્ત થઇ તેને પાછો ભેટી શકે એવી કાંઇક આશા આપી; તોપણ ખુલ્લું કહી દીધું કે કાઉન્ટને જીવતોજ જોવા ઇચ્છતી હોએ તો ચોકસપણાંને ખાતર તેણીએ રાત અને દહાડો ઢીલ વગર મુસાફરીએ નીકળી પડવું જોઇએ. તેજ પળે નીકળી પડવાનો કાન્ટેસે ઠેડાવ કીધો. તેણીએ પોતાના બાળકને ગરમ આંસુથી ભીજવી નાંખ્યો. તેણી બોલી, પ્યારાં નાનાં બાળક, તારી મા શા માટે રડે છે તે હજી જરાક પણ જાણુનો નથી!

બાપડાં, તારા બાપને ઓળખ્યા પણુ વગર તું ખોડે છે! મને કેટલું બધું દુઃખ લાગે છે કે લડાઇની જગ્યા પર જવાની લાંબી જોખમ ભરેલી મુસાફરીમાં હું તને સાથે લઇ જઇ શકતી નથી!

આયા તરફ ફરીને તેણી બોલી, મારૂં સર્વથી વહાલું બાળક પાછળ મુકી જાઉં છું તે હું તને સોંપું છું. એક પળ પણુ તેને વીલો છોડતી ના, ઉંઘતો હોય ત્યારે પણુ તેને છોડતી ના. હું હાજર હોઉ તેમજ, તેની સંભાળીને જતન રાખજે. હવા સારી હોએ અને દિવસ રમણ્ય લાગે ત્યારે સહવારે ખુલ્લી હવામાં તેને લઇ જજે. તેની આગળ ગાતી રહેજે, તેને વાત કરાવજે; વખતો વખત ફુલો અને બીજી સુંદર ચીજો એને દેખાડતી રહેજે. પોતાને જખમ કરે કે કાંઇ ગળી જવાએ તેવી જોખમ ભરેલી વસ્તુઓ તેના હાથમાં લેવા દેતી ના. ટુંકમાં સઘળું સમજી જઇને, નિરાધાર અશકત બચ્ચાં તરફ ગુસ્સો કે અધીરાઇ દેખાડીશ નહીં. બચ્ચાંની સંભાળ રાખનાર ખરોજ ફરેસ્તો છે. આ બાળકને

તું ભલો પાસબાન ફરેસ્તો થઇ રહેજે। આખા ઘરની સંભાળ લેવાને મેં જેણીને મુકરર કરી છે તે મારા કહયા પ્રમાણે તું ચાલતી હતી કે નહીં તે સઘળી ખબર મને આપશે. મને વચન આપ કે તું મારૂં આ એક છેલ્લું ફરમાન બેદરકારી વગર બજાવશે કે જેથી એટલા વાતે હું નચિંત રહી શકું. હું પાછી ફરૂં ત્યાં સુધી સઘળા કલાકો ગણતીજ રહીશ. જ્યારે તું મારાં બાળકને મારા હાથમાં તંદરોસ્ત અને આસુદ્ પાછું આપશે, ત્યારે તને શું બદલો આપવો તે હું જાણીશ. તું ખુશ થાએ એવું ઘણુંક પસંદ પડતું સાથે લેતી આવીશ. મારગરેટે સઘળું બજાવવાને વચન આપ્યું. કાઉન્ટેસે તે બચ્ચાંને ચુમ્મી લીધી, તેને આશીરવાદ દીધા અને આકાસ તરફ ટીકતાં મનમાં બંદગી કર્યા પછી, મારગરેટના હાથમાં આપ્યું. પોતાના નોકરો અને હાથ નીચેનાંઓની રડારોલ અને હાય અફસોસ વચ્ચે, રાતની શરૂઆતમાં જોરમાં પડતા વરસાદ વચ્ચે ગાડીમાં બેસી હંકારી ગઇ.

---

## પ્રકરણ બીજું.

[ કુસ્તીનાં ભણતરમાં આપણે દિવસમાં ઘણીક વખત ભણીયે છીએ કે "દરેક જણને ભલાં મનની મારફતે સંતોષ યાને તાબેદારી પોંહચો." જ્યારે આ વચન હરદમ આપણે ઉચારીએ છીએ તો તે પ્રમાણે અમલ કરવાની અલબતે આપણી ફરજ છે. "અસંતુષ્ઠિત" યાને નાતાબેદારી જો કે ખોટી જીદથી નહી પણ ફકત બેદરકારી અને ગફલતીથી પણ ઉત્તપન

થઈ હોય તોપણ તેનું પરિણામ કેવું ભંયકર નીપજે છે તે આ પાઠમાં વર્ણવ્યું છે. ].

**યે થ્વત્ મજ્દા અસ્રુશ્તીમ્ અકેમ્ચા મનો યજાઈ અપા.**

**અર્થ:**—નાફરમાન-બરદારી તથા બદ મનસ્નીને તારી આગળથી, અએ હોરમજ્દ! જંદગીની મારફતે હું દુર કરૂં. ( યસ્ન ૩૩, ૪ )

**સ્રઓષહે અહ્મિ, અસ્રુશ્તોઈશ નોઇત્ અહ્મિ.**

**અર્થ**:-ફરમાનદારીને હું મળતો છેઉં; નાફરમાનબરદારીને હું મલતો છેઉ નહીં. (યસ્ન, ૧૦, ૧૬ ).

## જરા નાતાબેદારીને લીધે મોટી કમનસીબી.

મારગરેટ એક ગરીબ, મા બાપ વગરની ગામડેની છોકરી હતી. તેણીનું મન પવિત્ર અને બચ્ચાં સરખું હતું. તેણીનો સ્વભાવ દિલોજાની ભરેલો અને મીઠો હતો, તેણીનો ચહેરો સુંદર અને ખીલતો હતો. તેથીજ કાઉન્ટેસે તેણીને નાના હેન્રીની આયા તરીકે પસંદ કીધી હતી. ભલી, સાફ દિલની આયા મારગરેટ, કાઉન્ટેસના કહેવા પ્રમાણે સઘળું કરતી અને એક ઘડીપણ એવી ન હતી જયારે તેણી પોતાની શેઠાંણીની ફરમાસ ભુલી હોએ. કારણકે તેણી પોતાની શેઠાંણીને પોતાને માથેની મુરબ્બી અને ભલું કર્ત્તા તરીકે ગણતી હતી, અને તેણીના સુંદર બાળક તરફ દિલોજાની ભરેલા હર્ષથી જોતી હતી. પોતાના ભવિષ્યના શેઠ અને હવે પછી થનારા કાઉન્ટને, તેને પોતાને ખાતરજ ચાહતી હતી. દિવસે તેણી બાળકનાં પારણાં આગળ બેસી તેની

ઉંઘમાં સંભાળ રાખતી અને પોતાનું ગુથણકામ કરતી. તે પારણાંને માથેના આરકાંરૂપ ભાગ ઉપર સુંદર ફુલોનો સિંગાર કરતી, કે જેથી તે બાળક ઉંઘમાંથી ઉઠે તેવીજ તેની નજર ફુલ જેવી સુંદર ચીજ પર પડે.

તે બાળકને ઉંઘમાં માખ કે મચ્છર કંટાળો ન આપે તે માટે એક સફેદ ઝીણી નેટની કુરતની તે પારણાં પર નાખેલી હતી અને આ પારદર્શક કુરતનીમાંથી તે બચ્ચાંના ગુલાબ કરતાં વધારે સુંદર અને ગુલાબી ગાલો દેખાતા હતા.

એક દહાડે કેટલાક ભટકતા ગવઇઆઓ કેસ્તલના દરવાજા આગળ આવી પહોંચ્યા અને ગાવા વજાડવા લાગ્યા. કેસ્તલમાંનાં સર્વ એકઠાં થયાં અને ઘરનાં માલેક હતાં નહીં એટલે સારો જેવો બપોરનો નાસ્તો લેતાં ગાયણની મોજ ચાખવાને તેમને ભોંયતળીએના ઓરડામાં બોલાવ્યા. મારગરેટને પણ ગાણું કાંઇક ભાવતું હતું પણ પોતાની શેઠાંણીનાં શબ્દો યાદ રાખી તેણી, ઉંઘતાં બાળક આગળ શાંત બેસી રહી હતી. એટલાંમાં માળીનો છોકરો જ્યૉર્જ ઝડપથી ઓરડામાં દાખલ થયો અને કહ્યું, મારગરેટ ચાલ નીચે આવ, તને ખબર નથી કે કેટલી મજાહ ચાલી રહી છે. આવું સુંદર ગાણું મેં કદી સાંભળ્યું ન હતું. એક જન કને એક દફ છે, તે એવું તો વજાડે છે કે હમણાજ કટકા થઇ જાએ, બીજા કને 'ત્રાએન્ગલ' છે, અને એક ઉપસેલા ગાલવાળો જવાન પીપારી એવી તો જોરમાં વજાડે છે કે કાન ઝણઝણી રહે છે. ચાલ જલદીથી ત્યાં આવ! મારગરેટે કહ્યું, તેણી એક પળ પણ તે બાળકને એકલું છોડી શકે નહીં. "એટલી નાદાની ના કર" પેલા ઉછાછલા જવાને કહ્યું. એટલી બધી પહરેજગારી અને ગંભીરાઇ સઘળી તારામાંજ હોએ તેવું

ડોળ ના દેખાડ. બચ્ચું તો ઉંઘે છે અને તું કાંઇ તેને ઉંઘવામાં મદદ કરી શકવાની નથી. ચાલ, ચાલ, હવે ડોળ ઘાલવાનું તજી દે, અહીંઆ પાછી પા કલાકમાં તું આવી શકશે, મારી સાથે નાચવાનું તું ઉડાવી શકશે નહીં. મારગરેટ ધપકતી છાતી સાથે તેના કહેવાને તાબે થઈ તેની સાથે ગઈ. પણ તેણીના દિલમાં કાંઇ ખુશાલી હતી નહી; ભારે ઉદાસી ભરેલીજ હતી. તેણી ત્યાંથી પાછી ફરવા ઇચ્છતી હતી પણ બીજાંઓએ તેણીને અટકાવી. આખરે તેણી જબરીથી તેઓથી છુટી થઇ અને પોતાને વિશ્વાસથી સોંપેલાં બચ્ચાંનાં પારણાં તરફ ઝડપમાં ગઇ.

પણ તેણી હેબતાઇજ ગઇ! બચ્ચાંનું નાનકડું બિછાનું ખાલીજ હતું. તે બાળકને તે જોઇ શકી નહીં. તેણી બેઠી, અને મનમાં આશા ભરેલી રીતે દિલાસો લેવા લાગી કે કોઇએ તેણીને બીવડાવવા હસ્વા મશ્કરીમાં તે બાળકને બીજાં બિછાનાંમાં મુકયું હશે. તેણી એક ઓરડામાંથી બીજા ઓરડામાં ઝડપથી ગઇ—પણ બાળકનો કાંઇ પતો દીઠો નહીં. તેણી ભયથી મરી જાએ તેવી ધાભરી બની. બહાર નીકળી પડી તેણીએ નાચનારાંઓને બુમ પાડી બોલાવ્યાં. બાળક કાઉન્ટ તેનાં બિછનામાં નથી; તમોમાંથી કોણે મને બીવાડવાને બચ્ચાંને ખસેડયું છે? કોઇને તે વિષે કસી ખબર ન હતી; તે બચ્ચાંના ઓરડામાંથી કોઇ બહાર નીકળતું જણાયું નહી; સઘળાંઓએ નાચવાનું છોડી દીધું અને ગવઇઆઓ બખશીશ માટે થોભ્યા વિના ચાલી ગયા. જે સઘળાં ઓરડામાં હતાં, તે ઝડપથી બહાર નીકળ્યાં અને શોધ ચલાવવા લાગ્યાં. તુરતજ માલમ પડયું કે બાળક ઉપરાંત કેટલીક કિમતી જણસો ગુમ થઇ હતી.

બાળકને ચોરી લઇ જવામાં આવ્યું હતું તે સિવાય બીજુ શું ધારી શકાએ? સઘળી મજાલ, રડવામાં અને હાય અફસોસમાં ફેરવાઇ ગઇ. કોઇ મરી ગયું હોએ તેની લાસ લઇ જતાં રડે તેમ વિલાપ ચાલી રહ્યો. ઘર સાચવનાર સ્ત્રી મોટેથી રડવા લાગી 'ઓ ખુદા જ્યારે કાઉન્ટેસ એ વિષે પહેલવેહલું સાંભળશે ત્યારે તેનો હાલ શું થશે?' તેને મનથી તો મોતજ આવી પુગ્યું. મારગરેટ નાઉમેદ બની ગઇ હતી અને, પેહલા ઘબરાતમાં બહાર દોડી જઇ ખચીત નદીમાં નખાવી દેત અગરજો બીજાંઓએ તેણીને તેમ કરતાં અટકાવી ન હોત. તેણી ઘડી ઘડી ઘણુંજ દુખી થએલાં જીગરે બોલતી: ઓ માહરા ખુદા કોણે એવું ધાર્યું હતું કે આટલી જરા સરખી નાતાબેદારીમાંથી આવું બળબિત પરિણામ નીપજશે!

---

# પ્રકરણ ત્રીજું.

[માબાપની ફરજંદો તરફની ફરજ તેઓને સંભાળ ભરી રીતે ઉધારી કેળવણી આપવાની છે. બાળક ગુમાઇ જવાથી તેની માતા તે ધર્મ નીતિની કેળવણી વગર મોટું થશે તે માટે પોતાનો સંતાપ જાહેર કરે છે. પણ દુ:ખ વેળાએ ધીરજ રાખી ખુદા ઉપર વિશ્વાસ રાખે છે. પોતે એક ધાર્મિક સ્ત્રી હોવાથી, હીંમત નહી હારતાં ખુદાની પાસે પોતાની ખોટ ખમવાની શકિત માગી તેની મરજીને તાબે થાય છે; કારણકે તેણી માને છે કે આ નિર્દોશ બાળક ઉપર ખુદાની આંખો ઠરેલી હોવીજ જોઇએ.]

**નએ-ચીમ્ તેમ્ અન્યેમ્ યૂષ્મત્ વએદા અષા; અથા-નાઓ થ્રઝ.**

**અર્થ:**-એ રાસ્ત ( હોરમજ્દ ) ! તારા સિવાએ બીજા કોઇને હું જાણતો નથી, માટે હમુંને તું બચાવ. (યસ્ન ૩૪,૭).

**સ્રઓતા-મે ઇ મેરેઝદાતા-મોઇ આદાઇ કહ્યાઇચીત પઇતી.**

**અર્થ:**-મારી ( અરજ તથા બંદગી ) સાંભળો, તથા મારાં દરેક કાંમને માટે મારી ઉપર દયા કરો. (યસ્ન ૩૩, ૧૧)

## એક ભલી માનો ભારી વિલાપ.

જયારે કેસ્તલમાંનાં સર્વે જન ભયભિત થયલાં અને ત્રાસેલાં, બાળકનાં ઓરડામાં એકઠાં થયલાં હતાં; જયારે મારગરેટ પોતાની કાળી આંખો વાટે અરધી ઘેલી માફક ટીકતી ઘાભરી અને હોશકોશ વગરની જેવી બાળકનાં ખાલી બિછાનાં આગળ ભોંય ઉપર વિખરાએલાં અને પગ તળે ચંપાએલા ફુલો પડેલાં હતાં ત્યાંજ બેસી ગઇ હતી, ત્યારે એકાએક ઓરડાનું બારણું ઉઘડયું, અને કાઉન્ટેસ અંદર ચાલી આવી.

કાઉન્ટનો જખમ પહેલાં ધારવામાં આવ્યું હતું તેવો જોખમ ભરેલો ન હતો. જેવો તે ધાસ્તીથી મોકલો થએલો જણાયો કે કાઉન્ટની સમજાવતથી અને પોતાની મા તરીકેની પ્રેરણાથી પોતાનાં વહાલાં બાળકને ભેટવા, બને તેમ જલદી પાછી ફરી. ગાડીમાંથી ઉતરતાંને વાર ઓરડા તરફ ઝડપથી ગઇ કે જયાં તેણી પોતાનાં હૈયાંનાં હેતનાં બાળકને છાતીએ ચાંપવાની આશા રાખતી હતી. કાઉન્ટેસને જોતાંજ ઓરડામાંનાં સઘળાં ડરી ગયાં, મારગરેટે એક

મોટી ચીસ પાડી. ઓ ખુદા ! મારીપર દયા કર ! તેણી બોલી, કાઉન્ટેસે તેણીનો મુડદાંસરખો ફીકકો ચેહેરો, રડેલી લાલચોળ આંખો, તેણીની નાસીપાસી અને બાલકનું ખાલી બિછાનું ધાસ્તી સાથ જોયું. કાઉન્ટેસના સવાલનો જવાબ આપવાને કોઇ ખુશી હતું નહીં. તેણીના મનમાં વિજળી માફક હજારો ભય ભરેલી અટકળો અને વિચારો આવવા લાગ્યા. પોતાના બાળકની સલામતી માટે તેણી ભયથી ધ્રુજવા લાગી. આખરે થોડું અટકળથી પામી ગઇ અને થોડું સાંભળી લીધું, કે આકાશ અને પૃથ્વિ તેની ઉપર તુટી પડયાં હોએ તેમ તેણીને લાગ્યું; તેણી બેહોશ થઇ અને બીજાઓએ પકડી લીધી ન હોત તો ભોંયપર પડી હોત. સુદ્ધિમાં આવતાં ડચકાં ખાતી બોલી ઓ ખુદા ! માંરે માટે આ ભયાનક આફત તેં મોકલી છે ! અફસોસ ! મારાં બાળક, મારાં બચ્ચાં, મારાં અતિવહાલાં લાડકવાયાં ! ઓ મારા પતિ, મારા પ્રાણપ્રિય પતિ, શત્રુની તલવાર કરતાં આ ખબર વધારે ઉંડો ઘા તને કરશે.

ઓ તું પ્યારાં નાનાં બાળક હમણા તું કયાં છે ! કોણના હાથમાં ગયો છે ! અરે જો તને ચોરો લઇ ગયા હશે તો કેળવણી વગર અને ધર્મ નીતિનાં ગ્નાંન વગર તું મોટો થાએ, એ કેવું ભયભરેલું ! તેનો ખ્યાલ પણ કરવાની મારામાં હિમ્મત નથી. તે કરતાં તો હું તારી નાનકડી ઘોર આગળ રડવાનું પસંદ કરતે. ત્યારે તો તું ખુદાના તખ્ત આગળ એક ફરેસ્તો બન્યો હોતે, અને એકવાર તને ભેટવાની આશા રહેતે. પણ અફસોસ ! આટલો એક સર્વથી મધુર દિલાસો પણ રહ્યો નથી ! અફસોસ, આવાં માણસો વચ્ચે તારૂં શું થશે ! તેણી ધુંટણમંડી પડી અને હાથ ધરતાં, આકાશ તરફ જોતાં રડતી બોલી " ઓ ખુબીના

ખાવંદ, મારાં હાથમાંથી મારૂં બાળક લઈ મુકવામાં આવ્યું છે, પણ તારા હાથમાંથી કોઈ લઇ શકવાનું નથી. સઘળી મુશ્કેલીમાં તુંજ અમારો આશ્રો છે. હું જાણુતી નથી કે કયાં ઘોર જંગલમાં, કયા ચોરોના ગુફામાં તે હાલ છે, પણ તારી આંખો તેને જોએછે, પછી ગમે ત્યાં પણ તે હોએ. હું હવે તેને કાંઇ માયા મહોબત દેખાડી શકતી નથી, પણ તું તેની સંભાળ લઈ શકશે. તું કાગડાનાં બચ્ચાંનો અવાજ સમજે છે, અરે આ બાળકનાં રડવાનો અવાજ પણ તું સમજજે, જે બચ્ચીત રડતું અને ડચકાં ખાતું, પોતાની માનોજ વિચાર કરતું હશે. મને અને મારા પ્યારા પતિને આ ખોટ ખમવાને શકિત આપ. જો કે માણુસનું બેદરકારપણું અને માણુસનું દુષ્ટપણું તે બાળ-ફરેસ્તાને અમો કનેથી ચોરી લએ, એજ તારૂં નિર્માણ હતું. તારી ઉપર વિશ્વાસ રાખી લોહીલોહાંન થતાં જીગરે તે બાળક તનેજ અર્પણ કરૂં છું. હું ખાતરીથી માનું છું કે આ સંકટ પણ તારી નેગેહબાની તળે કાંઇક સારૂંજ, મારે માટે નીપજાવશે," આવી રીતે તે, બાળક ખોહી બેઠેલી માતા દિલાસો લેતી.

મારગરેટ તદ્દન નિરાશ થઇ ગઇ હતી. તેણી કાઉ-ટેસના પગ આગળ પડી અને મારી ચાહી. હાથ ધસ્તાં તેણી બોલી અફસોસ, મારાં લોહીવડે પણ હું તેને ચોરોના હાથમાંથી છોડવું તો મારૂં છેલ્લું ટીપું આપવાને ખુશી છું. મને મારી નાંખો, હું મરવા માંગુછું. કાઉન્ટેસે તેણીને માફી બક્ષી. તેણી બોલી તારો ઉંડો અને સાચ્ચો પશ્ચા-તાપ માફીને લાયક છે, તને કાંઇપણ ખમવું પડશે નહીં. પણ તું જુએછે કે મારી મતલબ કેટલી સારી હતી, મેં

જે કાંઇ તને કહ્યું હતું તે વિચારીનેજ કહ્યું હતું. તું હવે શીખી છે કે નાતાબેદારી, બેપરવાઇ, અને મોજ મજાહનો ચડસ કેવા કમનસીબ હાલે પોહચાડે છે. આ દુનિઆ-માંની આપણી સઘળી ખુશાલી જાતેદાન માટે આપણી આસપાસ ભોંય ઉપર પડેલાં આ કરમાઇ ગએલાં અને ચુંદાઇ પીખાઇ પડેલાં ગુલાબનાં પાંદડાં જેવી થઇ છે.

કાઉન્ટેસનો પેહલો ઘભરાટ કાંઇક ઓછો થવા પછી, તે બાળક તુરતનું એક કલાકનુંજ ચોરાઇ ગયું હતું તે જાણીને કેટલાંક માણસોને તેની શોધમાં મોકલ્યાં. એક પછી એક સઘળાં શોધ માટે ગએલાં પાછાં ફર્યાં. મારગરેટ, દરેક જન પાછું આવતું તેની સામે જતી, અને દુરથીજ તેનો નિરાશીભરેલો ચેહરો જોઇ નવેસરથી રડી પડતી. આખરે, છેલ્લો માણસ આવ્યો, અને તે બાળકનો કાંઇજ પતો મળ્યો ન હતો તે જોઇને મારગરેટ ઝારઝાર આંસુ પાડવા લાગી. આસ્તે આસ્તે તેણી કાંઇક શાંત થઇ; પણ તેણી ઘણીજ ફીકકી પડી ગઈ હતી, અને એક પડછાયા મીસાળ અહીં તહીં ભમતી. દરેક જન તેણીની દયા ખાતું. આખરે તેણી ગુમ થઇ ગઇ, અને તેનું શું થયું તે કોઇ જાણી શકયું નહીં.



## પ્રકરણ ચોથું.

[ ચોરી, લુંટફાંટ, આળસાઇ વગેરે સાંમે લડાઈ ચલાવી રાસ્ત અને નેક મનશ્નીથી ઉદ્યોગી જીંદગી ગુજારવાનું ગાથાનું મુખ્ય શિક્ષણ છે. અશો જરથોશ્તે આગળી દીનમાં જે સુધારો કીધો તે દીન દેવયશ્નની જેવા

ચોરી અને લુંટફાંટના બુરા તરીકા તરફ ઢળેલી હતી. આવી ભટકતી જીંદગી ગુજારનારા આલસુ લોકોને દીનનાં ફરમાનો પ્રમાણે નહી ચાલવાને લીધે, આ અને આવતી દુન્યામાં જે શિક્ષા થાય છે તેનું વર્ણન જેમ ગાથામાં મલે છે તે પ્રમાણે નીચલા પાઠોમાં અસરકારક રીતે દોર્યુ છે. ]

**નોઇત્ મજદા અચારસ્તરૂયો દવાંસચિના હુમેરેતોઇશ બક્તા.**

અર્થઃ—ઓ હોરમજદ ! કમાઇ કરનાર આલસુ માણસ દીનનાં સારા કાનુનનો ફાએદો મેલવનાર હોતો નથી. ( યસ્ન ૩૧, ૧૦ )

**યો તાયુશ યો હુજંઘહુ યો ગધો...તેમ અવિ ત્અએપાઓ પઇતિ-યન્તુ.**

અર્થઃ—જે ચોર, લુટારો, ખુની...તે (માણસ )ની ઉપર ખરાબીઓ આવી પોહોચે ( યસ્ન ૬૫, ૮ )

**આઓસ્ચા હુદાઓંઘહો એરેશ વીષ્યાતા, નોઇત દુઝદાઓંઘહો.**

અર્થઃ—જેઓ સારાં ડહાપણવાળા છે તેઓએ રાસ્તી એખત્યાર કીધી, ખરાબ દાનેશવાળાઓએ તેમ નહી કીધું. (યસ્ન ૩૦, ૩)

## ચોરોનું ભોંયરૂં.

જીપરી જાતની એક ઘરડી કદરૂપી સ્ત્રી જેણીના બાલ કોલસા સરખા કાળા અને ચેહરો પીલા બુરા રંગનો હતો તેણી બાળકને ચોરી ગઇ હતી. તેણી ભોળાં અણ-સમજ માણસોને, હાથ જોઇ ભવિષ કહેવાનું દેખાડી ઠગતી

અને ફાવે તેમ ચોરી કરતી. તેણી ભવિષ્ય જોવાને બહાણે, આગળ કોઇક વખત કેસ્તલમાં આવી ગઇ હતી અને સઘળું જોઇ લીધું હતું. તેણી ગવૈયાઓના વડા સાથ છુપી સમજુતી ધરાવતી હતી, તેનાં ઘોંઘાટભરેલાં ગાણાંએ કેસ્તલમાંનાં સઘળાં માણસોને નીચેના ઓરડામાં આવવાને લલચાવ્યાં તેજ વેળાએ આ સ્ત્રી, બાગની દીવાલમાં એક નાનો દરવાજો હતો જે, જવાન માળીએ બેદરકારીથી ઉઘાડો રહેવા દીધો હતો તેમાંથી દાખલ થઇ એક દાદર જે વપરાસમાં આવતો ન હતો તે વાટે બચ્ચાંના ઓરડામાં ગઇ હતી, અને તે બાળકને તેમજ જે સઘળું ઉતાવળમાં લઇ શકાયું તે લઇને બાગમાં થઇ નજદીકનાં જંગલભણી નાસી ગઇ હતી. ત્યાં બાળક સાથે રાત પડી ગઇ ત્યાંસુધી ઝાડીમાં છુપાઇ હતી. રાતનાં અંધારામાં મુસાફરી પાછી ચાલું કરતી અને એ રીતે બાળકને દુરને દુર લઇ જતી. તેણી આડાઅવલા એકાંત રસ્તા લઇ આગળ વધતી. તેણીએ પુરતું ખાવાનું પોતાની સાથ રાખવાની સંભાળ લીધી હતી. દિવસે તેણી ધીચ ઝાડીમાં ભરાઇ બેસ્તી. એ પ્રમાણે ડુંગરોપર જવાનો ઘણાક માઇલનો રસ્તો તેણે પુરો કીધો. આ ડુંગરમાં જમીનની તલેટી નીચે એક ભયંકર ભોંયરું હતું જે વેરાન અને પથ્થરોથી ઘણુંક ઢંકાઇ ગયેલું હતું. તેમાં દાખલ થવાનો માર્ગ પથરા અને કાંટાઓથી એવી રીતે છુપાવેલો હતો કે કોઇ તે સહેલાઇથી જોઇ શકે નહીં. આ પથ્થરો, કાંટા અને ઝાંખરા વચ્ચેથી સંકોચાઇને ઘણુંક આગળ વધ્યા પછી તે જીપસી સ્ત્રી એક લોખંડના દરવાજા આગળ આવી પુગી, જેની કુંચી તેની પાસે હતી. તે વડે દરવાજો ઉઘાડી એક માર્ગ જે પુરો કરતાં એક કલાક થતો હતો તે પસાર કરી ભોંયરાંમાં દાખલ થઇ.

આ ભોંયરૂં, ચોરોનું રહેઠાણ હતું, જ્યાં તેઓ ન્યાયની ચુંગાલમાંથી છટકવાને છુપાતા હતા. અહીંઆં તેઓ એક મોટી ભારી પેટીમાં, ચોરેલો માલ, જેવો કે સુંદર પોશાકો, કિમતી વાસણો, સોનું રૂપું, ઝવેરાત મોતી વગેરે રાખતા હતા. તે જીપસી સ્ત્રી બાળક સાથે દાખલ થઇ ત્યારે ચોરો જેઓ વીકાળ ચહેરાના ખરભચડી દાઢી-વાલા જોખમભરેલા માણસો હતા, તેઓ એકઠા બેસી દારૂ પીતા, કે તમાખુ ઓઢતા હતા અને પાંનાં રમતા હતા. તેઓએ જયારે જાણ્યું કે આ બાળક હેન્રી ફ્રાન આઇ-કનફેલઝ હતો, ત્યારે ઘણાજ ખુશ થયા અને તે સ્ત્રીને તેણીની ફતેહમંદ ચોરી માટે શાબાશી પર શાબાશી આપવા લાગ્યા. તેઓ કોઇ ઉમરાવ કુટુંબનું બાળક તેમના હાથમાં આવે એમ લાંબો વખત સુધી ઇચ્છતાજ રહયા હતા. ચોરોનો વડો બોલ્યો 'ધરડી મા'–તેં ઘણીજ સરસ રીતે કાંમ બજાવ્યું. હવે આપણે પુરાં સલાંમત છીએ. આપણામાનું કોઇપણ પકડાઇ જાએ અને તેને સજા કરવા માગે કે તેણે માત્ર ધમકીજ આપવાની બસ છે કે અમારી અરસપરસની સરત પ્રમાણે આ બાળકને રીબાવીને મારા સોબતીઓ મારી નાખશે એટલે તે પોતે મરતો બચશે કે કદાચ તેને છુટો પણ મુકી દેવામાં આવે.' તે પછી ચોરોના નાયકે તે જીપસી સ્ત્રીને જે ચોરોને રાંધી ખવડાવતી હતી અને તેમનું ઘરબાર તપાસતી હતી તેને હુકમ કર્યો કે આ બાળ-કની ઘણીજ સંભાળ લેજે કે તેથી તે જીવતો રહે.

તે નાજુક બચ્ચું આ ભયંકર ગુફામાંજ સમજનું થયું અને વાતચીત કરતાં શીખ્યું. તેની અગાઉની બચગીની વાત તેને કાંઈ ખબર હતી નહીં. સુર્ય માટે, ચંદ્ર માટે કે

ખુદાની સુંદર પૃથ્વિી માટે તેને કાંઇજ ખબર હતી નહીં. આ ભય ઉતપન કરનારાં રહેઠાણમાં દિવસનો ખુલ્લો ઉજાસ પણ ન હતો. માત્ર એક દીવો જે રાત અને દહાડો બળતો રહેતો તે ભોંયરાંનું છાપરૂં જે કાળું અને ખખડી ગએલું જેવું હતું તેને લટકાવેલો હતો, અને ઝાંખી શોકાતુર રોશની દીવાલોપર પાંથરતો હતો. ખાવાની વસ્તુઓની કાંઈ ખુટ હતી નહીં. ચોરો, રોટલી, માંસ, ભાજી તરકારી અને અગત્ય કરીતે જે ખોરાક જલદી બગડી નહીં જાએ તે લાવતા હતા, અને વાઇન પણ પુષ્કળ હતો. એક મોટું તાજાં પાણીથી ભરેલું પીપ એક ખુણામાં હતું, તે વખતે વખત તાજાં પાણીથી ભરવામાં આવતું અને કુવાની ગરજ સારતું. પણ પાણી, દુરથી લાવવું પડતું હોવાથી ડોસી તેને બને તેટલી કરકસરથી વાપરતી અને બચાને પીપનો નળ બંધ રાખવાને શીખવ્યું હતું. ઘાસનો પેંડા જેપર એક સુંદર સેતરંજી નાંખી હતી ને ચોરોનું રાતનું બિછાનું હતું.

જીપસી, બાળકને કેડે બહાર જવા દેતી નહી તે તેને પુરતું ખાવાનું આપતી; પણ તેને કાંઇ પણ સારૂં ધર્મ કે નીતિનું શીખવતી નહી. તે બચ્ચું લખવા કે વાંચવા શીખ્યું નહી, અને આ દુષ્ટ માણસોને મોઢે ખુદાને માટે એક શબ્દ સાંભળ્યો હતો નહી. ચોરોમાં એક જવાન વીલ્હેલ્મ નામનો હતો જે આબરૂદાર માબાપનો છોકરો હતો પણ જુગારના લખે આ ભયંકર ધંધો પકડવાને દોરવ્યો હતો, તે, બચા તરફ પ્રિત રાખતો. અને જ્યારે પણ બહારથી આવતો ત્યારે તેને માટે રમકડાં લાવતો, તેણે તેને લાકડાંના બનાવેલાં સુંદર રંગનાં રમકડાં જેવાંકે મેંઢાનો વાડો જેમાં ઘણાંક મેંઢાં હતાં, તે સાથે ભરવાડ અને

કુતરો હતા તે તેમજ એક તરેહવાર જાતના ઝાડોવાળી વાડી હતી, ઝાડોપર રંગબેરંગી ફળો હતાં, એક નાની આરસી અને બીજાં અનેક બચ્ચાંનાં રમકડાં હતાં તે ભેટ કર્યાં હતાં. એક વેળા તેને માટે એક નાની વાંસળી ખરીદી અને તે વગાડતાં શીખવ્યું, બીજી વેળા બનાવટી ફુલોનો જથ્થો લઇ આવ્યો, અને કાગજમાંથી ફુલ બનાવવાનું અને તેને રંગવાનું શીખવ્યું. એ રીતે તે બાળક ઘણાં કલાક રોકાએલો રહેતો. પણ સઘળાં રમકડાંમાં તેને સર્વથી વધારે પસંદ પડતી એક છબી હતી જે તેની માની હતી, અને રૂપસી સ્ત્રી કેસ્તલમાંથી ચોરી લાવી હતી. તે ઘણીજ સુંદર અને મનોહર રીતે રંગેલી, સોનેરી ફ્રેમવાળી હતી જેની ઉપર હીરા જડેલા હતા. તે સ્ત્રી જ્યારે ખુશ મીજાજમાં હોએ ત્યારે કોઇ કોઇ વખત તેને થોડોવાર આપતી હતી. વીલ્હેલ્મ તે છબી ઘડી ઘડી નિહાળતો, પોતાની માને યાદ કરતો અને આખમાંથી એકાદ આસું પાડતો. તે મનમાં બોલતો, કમનસીબ બાળક આવી એક માતાની છાતીથી તને છુટું પડવાનું બહુ નિર્દય હતું. આ ખેદકારક રહેઠાણ કરતાં તેણીની સાથે તું તદન જુદીજ જીંદગી ગુજારતો હોત! અને તારી ભલી માતા તારે માટે કેવી રડતી હશે! તારી માના હાથમાં તને પાછો આપી શકું તો હું તેમ કરવાને કેટલો ખુશ થાઉં! પણ હું પોતે એક કેદીની માફક છું. સેંકડો વખત હું નાસી જવાને કોશેશ કરી ચુક્યો હોત, જો મારા ડોળઘાલુ મિત્રો ઘણીજ સંભાળથી મારી ઉપર ચોકી રાખતા ન હોત!

તે, બચ્ચા સાથ તરેહવાર વાતો કરતો, તેની સમજ વધે અને તે ખુશ થાય એવું કહી સંભળાવતો; પણ

ખુદા અને હમેશગી માટે બોલવાની તે હીંમત ફરી શકતો નહીં; બીજા ચોરો તેને તેમ કરવા દેતા નહી, કારણકે જે કાંઈ તેમના અંતઃકરણને જાગૃત કરે, તે સઘળાંથી તેઓ બીતા હતા.

---

## પ્રકરણ પાંચમું.

[ ચોરો જેવા બુરા લોકોના સમાગમથી નાસવાને બાળકે હિમ્મત રાખી પોતાનો રસ્તો શોધ્યો અને પોતાની કોશેશમાં ઘણી મુશકેલી વચ્ચે ફતેહમંદ નીવડયું. હીંમતનું બળ સરવે બળ કરતાં વધુ સરસ છે. તે બળ આપવા ખુદા પોતે મદદગાર થાય છે. વંદીદાદની ૧૯) મી પરગરદ પ્રમાણે અશો જરથોશતના માર્ગમાં ખુદ હારેમને ઘણી લાલચો મુકી, પણ હિમ્મત નહી હારવાથી તેવણ પોતાના મોટાં કામમાં આયંદે ફતેહ પામ્યા. હિમ્મત રાખી અંધારાગારમાંથી સુર્યની રોશનીમાં અને ખુલ્લી હવામાં પહેલીજવાર બહાર નીકળતાં બાળકની નજરે જે ખુદરતી કરામતો પડેછે તે જોઇને તે વાજબી રીતે અજાયબીમાં ગરકાવ થાયછે અને ખુદરતના ભેદો વિષે હવેથી તેનાં મનમાં નવા નવા વિચારો પ્રગટે છે. ]

ફ્રષુસત્ જરથુશ્ત્રો અસરેતો.

**અર્થઃ**—બીહા વગર જરથોસ્ત આગળ ચાલ્યો (વંદીદાદ, ૧૯, ૪)

## અમેમ્ હુતશ્તેમ્ હુરઓધેમ્ યઝમઈદિ.

અર્થઃ—નેક બનાવેલી તથા ખુબસુરત હિમ્મતને આપણે વખાણ્યે છીએ (સીરોજા મોટા, ૨૦)

## નાસવાની કોશેશ.

છોકરો કાંઇ મોટો થયા પછી પેલા માણુસો કયાં વારંવાર જતા હતા તે જાણવાને પુચ્છવા લાગ્યો. તેઓ સાથ પોતાને લઇ જવાને તે તેમને કાલાવાલા કરતો. પણ તેને ટુંકમાંજ કોઇ બીજીવાર લઇ જવાનું કહી, સમજાવી લેતા. એકવાર તેઓ ચોરી કરવાને બહાર ગયા હતા. જીપસી સ્ત્રી જે ઝાઝી પગને મહેનત આપવા માગતી નહીં તે ઘરમાંજ રહેતી, તે, બુચાને માટે એક ઉદાસી લાવનાર સોબતી હતી. તેણીનો મીજાજ ઠેકાણે ન રહેતો, અને ગળતી આંખોએ દીવા આગળ લીલો પડદો રાખીને કલાકો સુધી જુનાં કપડાં સીવતી કે પૈસા ગણુતી બેસ્તી અને એક બોલ બોલતી નહીં.

એકવાર તેણી ભર ઉંઘમાં પડેલી હતી, ત્યારે છોકરાએ હિંમત પકડી એક મીનબતી સળગાવીને ભોંયરાંમાંથી બહાર જવાનો અંધારો રસ્તો જ્યાંથી ચોરો વારંવાર જતા હતા, ત્યાં ચાલતો ચાલતો દૂર સુધી ગયો અને આખરે એક લોખંડના દરવાજા આગળ પહોંચ્યો. પણ તે દરવાજાને એક ભારી તાળું મારેલું હોવાથી ઉઘાડી શકયો નહીં. દલગીર થઇ ને પાછો ફર્યો. પણ જે રસ્તેથી તે આવ્યો તેની સાથે મળતા બીજા સાંકડા માર્ગો હતા જ્યાં, કોઇ, ભોંય નીચે કલાકો સુધી ફરી શકે. પહેલોજ એવો માર્ગ તેને જણાયો તે પર ચાલવા માંડયું. ઘણો વખત ચાલવા પછી

તેની મીનબત્તી ખલાસ થવા આવી હતી તેવામાં દૂર, કાંઈ બળતાં જેવી રોશની લાગી. અજાયબીથી તે, તે તરફ ચાલવા માંડ્યો. તે રાતી પથરાતી રોશની વધારે દેખાવા લાગી અને જાણે કોઈ સીધો આતશી આકાર સાંમે હોએ એમ લાગ્યું. હિમ્મત પકડીને તે આગળ અને આગળ ચાલતો રહ્યો, અને સેવટે પહાડમાં એક ફાટ હતી, જેમાંથી પેલી સહવારની આતશી રોશની અંદર પ્રકાશતી હતી ત્યાં આવી પહોચ્યો. તે ફાટમાંથી, કોઈપણ બહાર નીકળે એવું હતું એટલે-એક ફલાંગ વડે તે બહુજ ખુશ થયેલો છોકરો બહાર ખુલ્લી હવામાં નીકળી પડ્યો.

પણ હવે તેને કેમ લાગ્યું હશે, જ્યારે જમીનની નીચેના અંધારાં ગારમાંથી નાઠેલો પેહલીજ વાર ખુલ્લાનાં સુંદર ઝલઝલી રહેલાં બલુ આકાશ તળે, લીલાં ઝાડોનાં રળીયામણાં જંગલ વચ્ચે પુવનની ઠંડી લેહરીમાં તે આવી ઉભો-કોઈથી તે વર્ણવી શકાએ નહીં.

તે એક અતિ સુંદર સહવાર હતી. સૂર્ય નીકળવા માંડેલો હતો અને સહવારને પહોરનું પ્રકાશીત આકાશ બળતી આગ માફક દેખાતું હતું, અને જંગલમાં અને પહાડ ઉપર રાતું ધુંમસ લટકતું પસાર થતું હતું. જમીન લીલાં ઘાસ અને ફુલોથી ઘંકાએલી હતી; પક્ષિઓ ગાતાં હતાં. એક ખીણમાં એક સાફ પાણીવાલું ચળકતું સરોવર હતું જેમાં સહવારની રાતી રોશની અને પહાડનું લીલોતરીવાળું શિખર આરસીમાં દેખાએ તેમ લાગતાં હતાં.

છોકરાપર વિજળી પડી હોએ તેમ ડંગ થઈ ગયો હતો. તે અજાએબીથી ઘાભરો બની ગયો હતો; જાણે એક લાંબી ભારી ઉંઘમાંથી ઉઠયો હોએ અને ઉંઘમાં

ઝોંકા આવતા હોએ તેમ લપેરા ખાવા લાગ્યો. તે માત્ર દિવાના માફક ટીકતો હતો. પોતાની અજાયબી બહાર પાડવાને લાંબો વખત તેને એક શબ્દ જડયો નહીં. આખરે તે બોલી ઉઠયો, હું કયાં આવ્યો છું? આહા! મારી આજુબાજુ કેટલી મોટી જગ્યા છે! અરે સઘળુ કેવું રળીઆમણું, કેવું મજાનું છે! અને પછી કોઇ ઉંચું ઓકનું ઝાડ કે ફરના ઝાડોથી ભરેલો ડુંગર અથવા આરસી જેવું દેખાતું સરોવર કે જંગલી ગુલાબો જ્યાં ત્યાં ખીલી રહેલા જોઇ અજબ અજબ થઇ જતો. એક ફરનાં ઝાડોથી ભરેલી ટેકડીપર સોનેરી વાદળો વચ્ચેથી સૂર્ય બહાર નીકળતો હતો. બુચો તે ટીકીને જોતો, તેને લાગતું કે આગ સળગતી હતી અને વાદળાં જે પેહલીજ વાર જોયાં તે બળવા માંડતાં હતાં. નજર ફેરવ્યા વગર તે જોયાજ કરતો—આખરે સૂર્ય, સહવારનાં રાતાં ધુમસ વચ્ચે, બારીક પડદા તળે હોએ તેમ લાગતો સોનેરી પ્રકાશવાલા સુંદર ગોળા માફક ટેકડીઓને માથે દેખાવા લાગ્યો એ આ શું હશે? કેવી અજબ જેવી રોશની! તે બોલી ઉઠયો. અને ટીકતી આંખો અને લંબાવેલા હાથો સાથ અચરતીમાં ગરક થયેલો ઉભો રહ્યો. આખરે વધતા અને વધતા ઝળકાટથી આંખોને ચીતરી આવી જતાં તેમને બીજી તરફ ફેરવવાની ફરજ પડી. અહીંથી તે જરા આગળ ચાલ્યો, જમીનપર પડેલાં સુંદર ફુલો કચરી નાખવાની બીકથી તે આગળ ચાલવાને બીતો હતો. એક ગુલાબની ઝાડી નીચે બેઠેલાં મેંઢાંના બચ્ચાંનું બેં બેં તેને કાને પડયું. ખુશ થઇને બોલી ઉઠયો, અરે આ તો મેંઢું છે, મેંઢું છે! તે તેની આગળ ઝડપથી ગયો અને તેની આગળ બેઠો. તે મેંઢું ઉભું થયું અને બેં બેં કરવા લાગ્યું. બુચો બીધેલો

પછ્વાડે હઠી ગયો. તે બોલ્યો આ શું છે, એતો જીવતું છે, તે ચાલેછે, તેને અવાજ છે! મારાં મેંઢાં તો બધાં મુંગાજ અને મુએલાં છે અને કોઈપણ ચાલતું નથી. અરે આ કેવું અજબ જેવું! એને કોણે જીવતું કર્યું! તે મેંઢાં સાથ વાતો કરવા ઇચ્છતો હતો, અને તું કયાંથી આવ્યું, જરા વાત તો કર વગેરે તરેહવાર સવાલો તે નાનાં પ્રાણીને કરવા પડયો, અને આખરે તે એકને એક સમજ ન પડે તેવું બેં બેં સિવાય બીજો જવાબ ન આપવાથી દલગીર થયો. તેજ વેળા એક જવાન ભરવાડ જે સારા દેખાવનો ખીલતા ચહેરાવાળો, લાલ ગાલ, અને સોનેરી બાલવાળો હતો, જે, મેંઢું ખોવાએલું જોઈ શોધવા નીકળ્યો હતો તે આવી પહોંચ્યો. તેણે તે બાળકને ઘણીવાર જોયા કીધું, અને તેને માટે શું વિચારવું તે સમજી શકયો નહીં. તે જવાનને જોઇને બુચો ઘભરાયો. પણ તે જવાને દોસ્તીથી વર્તવા માંડેલું જોઇ તેણે હિમ્મત પકડી. તે જવાનને કહયું તું કેવો મજાનો છે! મને કહે, આકાશ અને જમીન તરફ પોતાના હાથ લાંબા કરી તેણે પુછયું, આ મોટો મસ ઓરડો તારો છે કે? હું તારી અને તારાં મેંઢાંની સાથે રહું? તે જવાન બાળકનું બોલવું સમજી શકયો નહીં, અને પહેલાં તો ધાર્યું કે બિચારૂં બાળક મગજ વગરનું છે. તેણે તે બચ્ચાંને પુછયું, તું અહીં કેમ આવ્યું. જયારે તેણે કહ્યું કે ભોંયની નીચેથી હું નીકળી આવ્યો, અને પછી પેલી ઘરડી, અને દાઢીવાલા માટીડાઓની વાત કહી ત્યારે તે ભરવાડ ઘભરાયો. તેણે દયા ખાઇને તે બાળકને એક હાથે લીધું અને મેંઢાંને બીજી બગલમાં લઇને જાણે ચોરો તેની પૂઠે નજદીક હોએ તેમ ઝડપથી નીકળી ગયો.



## પ્રકરણ છઠું.

[જરથોસ્તી ધર્મમાં સાધુ સન્યાસીની જીંદગી નાપસંદ કીધી છે, કારણકે તેવી જીંદગી ગુજાર્યાથી દુન્યાની વૃદ્ધિ થતી નથી, બલકે એક રીતે આળસાઇને ઉત્તેજન મલે છે. પણ આ પાઠમાં જે સાધુનું વર્ણન કીધું છે તે કોઇ ઉપર જણાવ્યા મુજબનો સાધુ નથી, પણ એક મોટો ધાર્મીક પુરૂષ છે જે સાદી જીંદગી એકાંતવાસમાં ગુજારી ખલકતનું પોતાથી જેટલું ભલું થાય તેટલું કરતો માલમ પડે છે. આવા શખસો દુન્યાની વૃદ્ધિમાં મોટો ભાગ લે છે કે જેમ નીચલા પાઠોમાં આ પરહેજગાર પુરૂષ વિષે વાંચવાથી માલમ પડશે.]

**અત્ હ્વો વંઘહેઉશ્ વહ્યો ના અઇબી-જમ્યાત્, યે નાઓ એરેજુશ્ સવંઘહો પથો સીષાઇત્ અહ્યા અંઘહેઉશ્ અસ્ત્વતો મનંઘહસ્ચા.**

**અર્થ**:—જે શખ્સ આએ હાડમંદ તથા પેલી મીનોઇ દુનિયાંના ફાએદાના રાસ્ત માર્ગો બતલાવી શકે, તે માણસ પોતે ભલાંના કરતાં વધારે ભલું હાંસેલ કરે. (યસ્ન ૪૩, ૩).

### સાધુની ઝુપડી.

પહાડમાં એક બુજોર્ગ હુંસી વરસથી વધારે ઉમરનો, પોતાના ડહાપણ અને ધર્મિપણાથી મેનરેડ બાવાને નામે આજુબાજુ વિખ્યાતી પાંમેલો હતો. મળી આવેલું બાળક સાધુને ત્યાં લઇ જવાનો ભરવાડ વિચાર રાખતો હતો. સાધુનું રહેઠાણ જે ઘણું દૂર ન હતું, અને જે સરોવર

નજદીક પહાડની બાજુમાં હતું તે બહેસ્ત સરખું હતું. તે નાનું ઝુંપડું જે દ્રાક્ષના પાંદડાંએ અને લીલથી ભરાએલાં બરૂઓથી ઢંકાએલું હતું તે એક બાગમાં છાંએડો આપનારાં ફળનાં ઝાડો વચ્ચે હતું, અને બાગ સઘળો સુંદર ફુલો અને વનસ્પતિથી ભરેલો હતો. તે નાનાં ઝુપડાં પછવાડે એક દ્રાક્ષનો માંડવો હતો, અને બાજુમાં એક નાનું અનાજનું ખેતર હતું, અને બીજે ઠેકાણે કોઇ ઝાડ સુંદર ફળો સાથનું તો કોઇ ઝાડી રંગીન ટેટાંઓથી ભરેલી દેખાતાં હતાં. એ ટેકડી, જે સરોવર તરફ ઢલતી હતી તે ઉપર એક નાનું મિનારા સાથનું દેવળ હતું અને ટેકડીમાં-થીજ સીડી ખણીને બનાવેલી હતી જે પરથી દેવળ તરફ જવાતું હતું. જ્યારે જવાંન ભરવાડ એક છોકરા સાથે વાડીનો દરવાજો ઉઘાડીને આવી ઉભો ત્યારે તે બુજોર્ગ માનવંત સાધુ એક સપરચંદનાં ઝાડ તળે, એક લાકડાંના બાંકપર બેઠેલો હતો જ્યાંથી સરોવરનો અને આજુબાજુનો સુંદર દેખાવ નજર પડતો હતો. એક મોટી ચોપડી જે ટેબલપર મુકેલી હતી, તેમાંથી ભાવિક નજરે વાંચતો હતો. તેનાં બોરાં માથાંપરના જુજ બાલ અને તેની લાંબી દાઢી બરફ જેવી સફેદ હતી, તેના ગાલો તો એક જવાનના ગાલ જેવા ખીલતા અને રાતા હતા. ખરાં દિલનાં પરોપ-કારીપણાંથી તે ઉભો થયો અને બંનેને સલામ કરીને જવાંન ભરવાડની વાત અજાએબી સાથ સાંભળી અને તે બચ્ચાંને અંતઃકરણની દિલસોજીથી પોતાની બગલમાં લીધું. તેણે તુરતજ અટકળ કીધી કે આ કોઇ મોટાં માણસોનું બચ્ચું ચોરો લઇ ગયા હતા. એ બચ્ચાંને મારે ત્યાંજ રહેવા દે, તેણે ભરવાડને કહ્યું અને એ વિષે તું કોઇને કાંઇ પણ કહેતો ના. હું આશા રાખું છું કે એના માબાપ મળી

આવશે, તેટલાં ચોરોથી એ અહીંઆં તદન સલાંમત છે. તેઓ આગથી નાસે તેમ મારાં ઝુપડાંથી દૂર નાસે છે. સોનું અને રૂપું અહીંઆં છે નહી અને સારી સલાહ અને શીખામણ જે ખચ્ચીત સોનાં રૂપાં કરતાં વધારે કિમતી છે તે તેઓ ધિક્કારેછે. બુચાને કહ્યું, પ્યારા હેન્રી તું અહીંઆ ભલે પધાર્યો. તારી મા અને તારા બાપને હું મેળવી આપું ત્યાંસુધી હું તારો બાપ થઈશ અને તારી સંભાળ લઇશ. મને હવેથી બાવા કરીનેજ બોલાવજે. તે બુજોરગ સાધુએ પોતાના પરોણાઓ આગળ, રોટલી અને દુધ મુકયાં. જવાન ભરવાડ ખાઇને હુસ્યાર થયો કે તરતજ પોતાની લાકડી લઈ ગોવાળાંને પાછું લઇ જવાને તૈયાર થયો. બુચો તેને જવા દએ નહીં. તે રડયો અને તેનો ડગલો પકડી રહ્યો જ્યારે તે જવાન ભરવાડે તેને વચન આપ્યું કે હું તુરત પાછો આવીશ અને બુચાને મેંઢું ભેટ કર્યું ત્યારે તે ખુશ થયો અને આ ભેટ તેની નજરમાં બે-કિમ્મત હતી તે માટે અત્યંત ખુશાલ બની ગયો.

---

## પ્રકરણ સાતમું.

[ ખોરશેદનાં અવલોકન ઉપરથી આપણાં મનમાં હોરમજદ વિષે જે ઉમદા ખ્યાલો ઉપજે છે તે વિષે આ પાઠમાં જણાવ્યું છે. કુદરતની કામેલ કારીગરી-ઓનું બારીક અવલોકન કરવાથીજ તેના ખાવીંદની ખરી પીછાન થાયછે. આ તેમજ એની પછીના ત્રણ પાઠોમાં જરથોસ્તી ધર્મનાં એક મુખ્ય સિદ્ધાંત "ખુદ-

રત ઉપરથી ખુદરતના ખાવીંદની પીછાંન" વિષે ઘણી અસરકારક રીતે સમજાવ્યું છે.].

**કસ્ના બેંગ સ્તરેમ્ચા દાત અદ્વાનેમ.**

અર્થ:—કોણે સુરજનો તથા સેતારાઓનો માર્ગ મુકરર કીધો. (યસ્ન ૪૪, ૩)

**ઇમા રઓચાઓ બરેજિશ્તેમ બરેજિમનાંમ અવત યાત હ્વરે અવાચી.**

અર્થ:—બુલંદ રોશણીઓમાંની આએ સઉથી બુલંદ રોશની જેને ખોરશેદ કહે છે. (યસ્ન ૩૬, ૬)

## સુર્ય અને ફુલો.

તે જવાન ભરવાડ ત્યાંથી ગયા પછી, દિલસોજ સાધુબાવાએ બુચાને પોતાની પાસે બાંક ઉપર બેસાડયો, અને તેની સાથે વાત કરવા માંડી. તેણે કહ્યું પ્યારા હેન્રી, ત્યારે શું તું તારા બાપ અને મા માટે કશું જાણતો નથી? હેન્રીએ કહયું, અરે મારી પાસે મારા ખીસામાં, એક મજાનાં માએજી છે. આ રહ્યાં; કરી એક નાની છબી પોતાનાં ગજવાંમાં હતી તે કાઢી, જે રાતા મોરાકકો કેસમાં (દાબડામાં) મુકેલી હતી. બાપડાં નાનાં બાળકે પોતાની માની છબી હજી સુધી સુરજની ખુલી રોશનીમાં જોઇ હતી નહીં. તે છબીની સુંદરતા અને આબેહુબ દેખાવથી તેમજ તેની આસપાસ જડી લીધેલા હીરા જેઓએ તેની આંખ ઝલઝલાવી મુકી, તેથી બહુજ અચરત થઇ ગયો.

તે બોલ્યો અહીંઆં શી તરેહનું ઉંજેરડું છે! સુર્ય તરફ હાથ કરી પુછયું આ ઉપર સળગાવેલો સુંદર સોનેરી

દીવો, જે સઘળું રોશનીથી દીપાવી મુકે છે, તે કોણે બનાવ્યો ? તેનો ઝળકાટ મારાથી ખમી શકાતો નથી. અમારા ઓરડામાંનો દીવો તો એની આગળ માત્ર અંધા-રોબીત અને બીસાત વગરનો હતો. એ આજુબાજુ ફરે છે કેવી રીતે ? મેં પહેલાં જોયો ત્યારે તે ઝાડ પછવાડે હતો, ઉંચાંમાં ઉંચાં ઝાડ ઉપર ઉભો રહીને પણ મારાથી તેને હાથ લગડાએ નહીં એટલો ઉંચો છે. એને કેવી રીતે બનાવ્યો હશે કે આસપાસ ફરી શકે છે, કાંઈ દોરી તો દેખાતી નથી. ત્યારે તે કેમ ફરવાએ છે, અને તેમાં તેલ કોણ પુરે છે ?

મૅનરેડ દાદા બોલ્યા કે એને સુરજ કહે છે. નાના હેન્રીથી તે અત્યારમાંજ હજારો ઘણો દુર થયો છે. અને હંમેશાં દુરજ દોડતો રહે છે, અને ગમે એટલો બળે તોપણ એક ટીપું બી તેલ તેમાં નાખવાની જરૂર નથી.

હેન્રીએ કહ્યું, તે હું સમજી શકતો નથી. પણ તમારી કને આ કેવાં અજબ જેવાં સુંદર ફુલો છે, કરી ફુલોના કયારા તરફ ચાલ્યો, કે જે દરેક ફુલોથી ભરેલી ટોપલી માફક દેખાતો હતો. અરે કેવાં રાતા અને પીળા અને બલુ રંગે તેમને ઘણુંજ સુંદર રંગવામાં આવ્યાં છે ! આ ગણાએ નહીં એટલી સુંદર અને નાજુક પાંદડીઓ સાથે કેવી રીતે કાપી કાઢયાં છે ! અને એ સઘળાં ફુલો શામાંથી બનાવ્યાં હશે ! કાગળનાં તો લાગતાં નથી, રેસમનાં પણ નથી લાગતાં. મને કહો, આ સઘળાં ફુલો તમે બનાવ્યાં ? ઓહો, તે સઘળાં બનાવતાં તમને કેટલો બધો વખત લાગ્યો હશે ! કેટલાંકમાં પકડાએ નહીં એટલા ઝીણા અને નાજુક દોરા છે. એ કાપવાને ઘણીજ ઝીણી કાતર અને

તિક્ષણુ આંખ જોઇએ. મેં સુંદર ફુલો બનાવ્યાં છે, પણુ આવાં સુંદર તો બનાવી ન શકું.

મેનરેડે કહ્યું, આવું એક પણુ ફુલ કોઈ બનાવી શકે નહીં, તેઓ તો પોતાની મેળેજ જમીનમાંથી ઉગી નીકળેછે. પણુ નાનો હેન્રી તે માની શકયો નહીં. તે બોલ્યો એમ બનેજ નહીં, તમેજ તે બનાવ્યાં એમ માનવાને હું તૈયાર થઇશ. ડોસાજીએ બુચાને સુંદર ખસખસનાં ફુલનું ઝીણા દાણાઓથી ભરેલું દીદવું દેખાડયું, ઝીણા ગોળ દાણા તેના હાથમાં ખંખેરી નાખ્યા અને તેને કહ્યું, આ દરેક આવા ઝીણા દાણામાં પુષ્કળ આવાં મોટાં જાંબુરાં ફુલો રાખેલાં છે, જે દાણો કોઇ ભોંયમાં મુકે તો ફુલો તેમાંથી બહાર નીકળેછે; અને બીજાં સઘળાં ફુલો પણુ એજ પ્રમાણે એવા ઝીણા દાણામાંથીજ નિકળે છે. ડોસા તરફ બુચો જોવા લાગ્યો જાણેકે તે હસ્વામાં બોલતા હતા કે ખરૂં બોલતા તે શોધતો હોએ; અને બોલ્યો શું આવા મઇ જેટલા દાણામાંથી આવું મોટું ફુલ નીકળે? ત્યારે તો આવો એક ઝીણો દાણો, ગજવામાં રાખવાનાં સોનાનાં ઘડીઆળ કરતાં પણુ ઘણીજ ઉંચી કારીગીરીની બનાવત કેહેવાએ. મેનરેડે કહ્યું, તેમજ છે. બુચો બોલ્યો પણુ આ ઝીણો દાણો બનાવ્યો કોણે? મને તો લાગે છે કે ત્યારે તો આ સઘળાં ફુલો કરતાં પણુ આવો એકજ દાણો બનાવવાનું ઘણું મુશ્કેલ હોવું જોઇએ? તેણે નવેસરથી સઘળાં ફુલો જોયાં, એક કયારા આગળથી બીજા આગળ જતો અને જાણે જોવાથી ધરાતોજ ન હોએ તેમ લાગતું. હવે તેને સુરજની ગરમી બહુ લાગવા માંડી. આ દીવાથી કેટલી બધી ગરમી લાગેછે, તે બોલ્યો. તે

આટલો બધો દુર છે, અને તોપણ આટલી ગરમી લાગે છે, એ તો દુર છે, એક અજબજ દીવો છે! મૅનરેડ તેને સપરચંદના ઝાડ તળે બાંક અને ટેબલ હતાં, ત્યાં દિલપસંદ છાંયડામાં લઇ ગયા. ઝાડ તરફ જોતાં હેન્રી બોલ્યો, અહીં સારી ઠંડક છે અને ખુશ લાગે છે. ઝાડ જાણેકે લીલો પરદો છે, જે ઘણી મોટી રોશની કે ગરમીથી બચાવે છે, આ કેવડું મેટું ઝાડ છે, અને કેટલાં હજારો પાંદડાં તેપર છે! હું જેઉં છું કે એનું થડ લાકડાનું બનાવેલું છે પણ હવે હું માનવાને તૈયાર નથી કે આ પુષ્કળ, ઝાડો અને ફુલો તમે બનાવ્યાં હોએ. આટલું બધું કેમ બનાવી શકાય.

---

## પ્રકરણ આંઠમું.

[ ઝાડપાણ અને તેના ગુણોનું અવલોકન કર્યાથી જે જ્ઞાન મલે છે તે આપણે આ પાઠમાં વાંચ્યે છીએ. શેખ સાદી કહે છે તેમ લીલાં ઝાડનું એક એક પાંડડું હુશ્યાર માણુસની નજરમાં પરવરદેગારનાં જ્ઞાન વિષેનું જાણે કે અકેક દફ્તર છે.]

કે અપો ઉર્વરાઓસ્ચા ( હાત્ ).

અર્થ:-પાણી તથા ઓરવરો કોણે બનાવ્યાં. (યસ્ન ૪૪, ૪)

યેંઘહાંઓ પઇતિ પોઉરૂ-સરેધાઓ જેમાવ ઉજુ-ક્ષ્યેઇન્તિ ઉર્વરાઓ.

અર્થ:-જે (પૃથ્વિ) ઉપર પુષ્કળ જાતનાં ઓરવરો જમીનમાંથી ઉગે છે. (ફરવરદીન યસ્ત, ૧૦)

## વનસ્પતિ અને ફુલ

ડોસા ઝુપડાંમાં ગયા અને બપોરનું ખાનું તૈયાર કર્યું. પહેલાં તે દુધ અને રોટલી લાવ્યા અને પછી બુચા માટે માખણ અને મધ લાવ્યા, તે સાથે એક સપરચંદ ભરેલી સુંદર નાની ટોપલી લાવ્યા. પણ પોતા માટે તો કંદમુળ અને શાકભાજી, એક સોનેરી પીળા રંગનું ખરબુચું અને એક ચળકતી કાચની બાટલીમાં થોડોક રાતો વાઇન હતો. હેન્રીએ મજાહ લઇ ખાણું ખાધું, અને ડોસાને કહ્યું: પણ તમે આ સઘળું કયાંથી લાવો છો? તમે પણ ચોરી કરવાને બહાર જાઓ છો કે?

ખાતાં ખાતાં મૅનરેડે સઘળું કેવી અજબ રીતે ઉગતું હતું તે સમજાવ્યું. એક સપરચંદ હાથમાં લઇ હેન્રી માટે છાલ છોલીને કટકા કરતાં તેમણે કહ્યું, આ ટોપલી-માંનાં સપરચંદ આ ઝાડપરથી આવ્યાં. ઝાડની પાતળી ડાળીઓપર વખત વખતે ડોપલી ભરીને આવાં સપરચંદ ઉગેછે. હેન્રીએ મેનરેડ તરફ શંકાશીળ થતાં જોઇ પુછયું શું આ ખરૂં છે? મેનરેડ દાદાએ બુચાને હાથમાં ઊપાડી લઇ એક ડાંખળી નીચે વાળીને ઝીણાં લીલાં સપરચંદ દેખાડયાં. તેવણ બોલ્યા, હવે તું જુવે છે કે ડાંખળી પરથી સપરચંદ કેમ આવે છે. તેઓ મોટાં અને મોટાં થતાં જશે અને પછી આ ટોપલીમાં જોય છે તેવાં મોટાં આખરે થશે. સપરચંદ કાપતાં મેનરેડે છરીને વળગેલું બી દેખાડી કહ્યું આ મોડું ઝાડ આવા નાના દાણામાંથી નીકળે છે. આ ઝાડ મેં એકવાર આવાં નાનાં બી તરીકે જોયું હતું. આવાં દરેક બીમાં એક આવું ઝાડ હોએ છે, એટલુંજ નહીં પણ પુષ્કળ, ગણાએ નહી એટલાં ઝાડ હોએછે.

એવાં એકજ બીમાંથી એટલાં બધાં સપરચંદ થાએ કે દુનિયાનાં સમાય નહી, અને એક માણુસ હજાર વર્ષ જીવે તોપણુ તેમને ગણી શકે નહી.

એવાજ એક દાણામાંથી આ રોટલી પણુ બની એમ કહી, ઝુંપડાંમાથી થોડાક અનાજના દાણા લાવ્યા હતા તે દેખાડ્યા. ફુલ જેમ દાણામાંથી બનેછે, તેમ સપરચંદ પણુ દાણામાંથી બનેછે. આવા કેટલાક દાણામાંથી ટેબલપર છે તેવી હજારો રોટલી બની શકે. તે કેમ બને તે મૅનરેડે ખુલાસાથી સમજાવ્યું અને પોતાનું અનાજનું ખેતર દેખાડયું જ્યાં સઘળાંઓને થોડુંક પર માત્ર ખાલી જમીન દેખાતી હતી. તે તરફ જઇ હેન્રીએ પોતાની બહુજ ખુશાલી વચ્ચે કણુ-સલાંમાં ઘણા ઘણા અનાજના દાણા જોયા. મૅનરેડ બોલ્યા, આજુબાજુ જે સઘળી લીલી વનસ્પતિ દેખાય છે તે પણુ સઘળી એજ પ્રમાણે ઉગી નીકળે છે. સઘળું, આપણાં પગ તળેનું ઘાસ, તેમજ આ ખીલતા ગુલાબના છોડો, આ સંખ્યાબંધ કણુસલાં, દ્રાક્ષ, ટેકડી ઉપર ઉગી નીકળેલાં ઓકનાં અને ફરના રાક્ષસી ઝાડો, અને સપરચંદનાં ઝાડોના થડો પર દેખાતી લીલ સઘળું આવા એક ઝીણા દાણામાંથીજ ઉગતું અને ખીલતું હતું. આ સઘળું મેજ ઉપર તું જુએ છે— દૂધ અને માખણુ જે ઘાસમાંથી નીકળ્યાં છે, મધ જે ફુલ-માંથી તૈયાર ક`` છે, પોષણુ આપનાર રોટલી, શક્તિ આપનાર વાઇન, સઘળી તરકારી અને કંદમૂળ તેમજ ફુલો, મૂળા, સાલદ, મોટું સુંદર ખરબુચું તેમજ જે ડાંખળીઓની આ ટોપલી વણીને બનાવી છે, તેમજ લાકડું જેમાંથી રકાબી પ્યાલાં બને છે, વળી બાંક અને ટેબલ—એ સઘળાં માટે આપણે આવા નાના દાણાને આભારી છીએ. મારાં રહેઠાણુની

જગ્યા જે આગળ વેરાન હતી ત્યાં એક તરફ સંપરચંદનાં ઝાડ, બીજી તરફ લાખો અનાજનાં કણસલાં જમીનમાંથી બહાર કાઢવાને અને જે સઘળું અહીંઆ સુંદર બની રહ્યું છે તે વડે મારાં ઝુંપડાંને સણગારવાને અને જે સઘળું જીવવાને જરૂરનું છે તે પુષ્કળ અને ભરપૂર મેળવવાને મને આવા થોડા દાણા જમીનમાં મુકવાનું બસ હતું.

બુચાને આ સઘળું ચમત્કારીક અને અજબ લાગ્યું. જેમ એકવાર તે સઘળું જોઇને અજાએબીથી ડંગ થઇ ગયો હતો તેમ હવે સાધુનો ખુલાસો સાંભળીને ડંગ થઇ ગયો.

---

## પ્રકરણ નવમું.

[ નીચે ટાંકેલા સવાલો હોરમજદને પીછાનવાને માટે અશો જરથોશ્તે તેને પુછયા હતા તેવાજ સવાલો બાળક અજબ થઇને પુછે છે. ખુદાની સુંદર કારીગરીઓ નીહાળવાથી આપણે તેને વિષે અજાએબીથી ગરકાવ થઇએ છીએ. ]

**કે અપો ઉર્વરાઓસ્ચા ;**

**કે વાતાઈ દ્વાંન્મઇબ્યસ્ચા યઓગેત્ આસુ.**

**અર્થ:**—પાણી તથા ઓરવરો કોણે બનાવ્યાં? પવનને તથા વાદળાંને કોણે જહડપ બખશી? (યસ્ન, ૪૪, ૪)

### પાણીનો ઝરો અને વરસાદ.

સૂર્ય આથમતો હતો; બાગમાંના ફુલના ક્યારા રોશની વગરના બન્યા હતા. કેટલાંક ફુલ જે મૅનરેડ ખાસ કરીને

પસંદ કરતા હતા તે સૂર્યની ગરમીથી કાંઇક કરમાઇ ગયાં હતાં, જોકે તે વરસાદ જલદીથી પાડવાની આશા રાખતા હતા તોપણ પોતાનાં માનીતાં ફુલોને પાણી સીપવાને તેમને ડહાપણ ભરેલું લાગ્યું.

તે એક પાણી સીપવાની ઝહારી લઇ છોકરાને પાંખ-રીએ પકડી, લીલથી ઢંકાએલી ટેકડી પર એક ઝહરો ફુટી નીકળેલો હતો ત્યાં ગયા. હેનરી અજાએબીથી તાલી પાડવા લાગ્યો. તે બોલ્યો અરે આ કેટલું બધું પાણી પથ્થરમાંથી નીકળ્યાજ કરે છે. દર પળે હું વિચારૂં છું કે તે હવે બંધ થઇ જશે અને તે તો વધતુંજ નીકળ્યા કરે છે. એમાં ઉપરથી પાણી કોણ નાંખે છે, અને બહાર નીકળ્યા પછી એને પાછું ભરવાને આટલું બધું પાણી કયાંથી મળતું હશે. એનું આંધરૂં તમારે બંધ કરી નાખવું જોઇએ, નહીં તો પાણી સઘળું ખાલી થઇ જશે. મૅનરેડે કહ્યું જેમ સુર્યમાંથી રોશની ચાલુ આવ્યાજ કરે છે, તેમ આ પાણી પણ થોભ્યા વગર આવ્યાજ કરે છે, કદી પણ ઓછું થતું નથી, અને એ પાછું ભરવાની કોઇને જરૂર નથી. તેવણ બોલ્યા પેલું મોટું સરોવર જે તું ઘણીજ મોટી રાક્ષસી આરસી સમજ્યો હતો તે માત્ર દોડતું પાણી છે. આ વળી તેને માટે એક નવી અજાએબી હતી.

મૅનરેડ ઝહારી ભરી લઇ પાછો ફર્યો અને ફુલોને પાણી સીપવા લાગ્યો. હેન્રીએ કહ્યું અરે એ તમે શું કરો છો, તમારાં ફુલોને બગાડી નાંખો છો, બધો રંગ જતો રહેશે. મૅનરેડ હસીને બોલ્યા જેમ માણસને પાણી પીવાની જરૂર છે, તેમ ફુલોને, વનસ્પતિને, અનાજને, દ્રાક્ષને, છોડવાને કે ઝાડોને પણ જીવવાને માટે પાણીની

જરૂર છે. હેન્રીએ કહ્યું કે એ બધાંને જોઇતું પાણ
કોણ પુગાડી શકે ? પહાડની ટોંચપર ચઢી જઇને ઝાડોપ
કોણ પાંણી નાંખે છે ?

મૅનરેડે કહ્યું તે સઘળાંની સંભાળ રાખવામાં આવે છે
વાદળાં તરફ જોતાં બોલ્યા, કેવી રીતે સંભાળ લેવાર
છે તે કદાચ તું હમણાંજ જોશે. થોડાવારમાં એક વાદળ
ખરેખર પહાડની ટોંચ ઉપર આવ્યું અને પહેલાં જર
જરા અને પછી જોસમાં વરસવાનું શરૂ કર્યું. હેન્રીએ
કહ્યું આ સારી યુક્તિ છે, એથી તમારી ઘણી મેહન
ઓછી થાએ છે, જાણે કે ઝહારીમાંથી પડતું હોએ તે
હજારો હજાર ટીપાં રૂપે પાંણી પડતું હતું. હેનરીએ
પુછ્યું, આ અજબસરખી વસ્તુ જેને તમે વાદળું કહો છે
તેને કોણ લાવે છે ? એટલું ઉપર તેમાંથી કોણ પાંણી રે
છે. તે છુટું આમ તેમ કેમ ફરી શકે છે અને નીચે પડતુ
નથી ?

મૅનરેડે કહ્યું તે તું હમણાંજ સાંભળશે. પણ હેન્રીએ
તે વાદળ વધારે વાર જોયું નહીં, કારણ કે તે ખુલી ગયુ
હતું અને આકાશ રોશનીવાળું અને બલુ દેખાતું હતુ
ઘણીક નવી નવી વસ્તુઓ ખુશાલી અને અજાએબીથ
જોવામાં દહાડો જલદીથી પસાર થઇ ગયો. હજારો ચીજ
જે માણસો ઘડી ઘડી જોતાં રહેવાથી બેદરકારપણે જુએ
છે—એક રંગીન પતંગ્યું જે ગુલાબનાં પાંદડાંપર બેઠેલુ
હતું, પતાદાર ગોકળગાય જે વરસાદ પછી ઝાડનાં થ
આગળ ભરાએલી હતી, સઘળાં પાદડાંઓ પરથી હીર
માફક ઝળકતાં પાંણીનાં ટીપાં, એક નાની ચલ્લી જે
ઝાડની ડાળીપરથી, પોતાનું સાંજનું સુંદર ગાણું કરતી

હતી, અને ખુશાળ બની એક ઝાડપરથી બીજાંપર કુદતી હતી, સાધુનાં બકરા પહાડપર આખો દહાડો ચરીને ઘર આવ્યાં તે—સઘળા ઘણાજ આશ્ચર્યકારક દેખાવો જોઇ અનેક સવાલ જવાબ ચાલી રહ્યા હતા.

આખરે સૂર્ય પેલી બાજુએ સરોવર નીચે અસ્ત પામ્યો. હેન્રીએ બીઇને કહ્યું અફસોસ, સૂર્યદીવો પાણીમાં ડૂબીને બુઝાઇ જાએ છે, અને આપણી સઘળી મજાહનો છેડો આવ્યો છે. આ મસ મોટી જગ્યામાં એક દીવો સળગાવ્યે તોપણ થોડોજ ઉપયોગી થશે.

મૅનરેડ દાદાએ તેને ધીરજ આપી. અને કહ્યું કાંઇ ફિકર કરીશ નહીં. હવે જલદીથી આપણે ઉંઘી જઇશું. એટલે આપણને દીવાનું કશું કામ નથી. આપણે ઉંઘી ઉઠશું એટલે સામી બાજુએ પહાડપરથી સૂર્ય પાછો દેખાશે. એ પ્રમાણે એક પળ પણ થોભ્યા વિના ચાલુ ફરતો રહે છે અને સર્વને રોશની અને ગરમી આપે છે.

---

## પ્રકરણ દસમું.

[ ઉપલાં પ્રકરણમાં સુર્ય, પાણી, વનસ્પતિ, વગેરે માટે સવાલો કરી નાનો છોકરો જેમ જેમ ખુદરતની બલીહારી જોતો ગયો તેમ તેમ વધુ અને વધુ સવાલો ખુદરત વિષે પુછતોજ રહ્યો. ગાથાનો ૪૪) મો હા દાદાર હોરમજદનું એક સુંદર સેતાયશ-નામું છે, તેમજ આ પાઠ છે જે જાણે આ ગાથાનું ભાષાંતર છે. ૪૪) મા હામાં અશો જરથોસ્ત આ

દુન્યાની કરામતો, ખુદરતની બુલંદ અને સુંદર કારીગરીઓ, સૂર્ય, ચંદ્ર, સેતારા, પાણી, પવન, વગેરે વિષે "ઓ હોરમજદ! તેં નહી તો કોણે પેદા કર્યાં" એમ સવાલ કરી જાહેર કરે છે કે આવી સુંદર કારીગરીઓથી ભરપુર ખલકતને બનાવનાર સેતાયશને ખરેખર લાયક છે. એજ પ્રમાણે બુચો જ્યારે આવા સવાલોના જવાબો મેલવી રહ્યા કે તરત પેલા પરહેજગાર સાધુ બાવા સાથે પોતે તે કીરતારની સેતાયશમાં એકદમ મશગુલ થાય છે. ]

**તત્ થ્વા પેરેસા એરેશ્ મોઇ વઓચા અહુરા.**

**અર્થઃ**—અએ હોરમજદ! તુંને હું પુછુંછું તે તું મને ખરૂં કેહેજે. (યસ્ન, ૪૪).

**પેરેસાચા નાઓ યા તોઇ એહ્યા પરૂશ્તા,**
**પરૂશ્તેમ્ જી થ્વા યથના તત્ એમવતાંમ્.**

**અર્થઃ**—હમારા સવાલો હું તુંને પુછુંછું, સબબ કે તારી મારફતે પુછેલો દરેક સવાલ હમુને હિમ્મત આપનારો છે. (યસ્ન ૪૩, ૧૦).

**અહ્યા ક્ષથ્રાચા મજેનાચા હ્વપંઘહ્વાઇશ્ચા તેમ્ અત્ યસ્નનાંમ્ પોઉરૂતાતા યજમઇદે.**

**અર્થઃ**—તેની (ઇઆને દાદાર હોરમજદની) પાદશાહી, મ્હોટાઇ તથા ખુબીઓને લીધે ઇજશ્નેઓની શ્રેષ્ઠતાએ કરીને તેને હમો આરાધીએ છિએ. (યસ્ન, ૩૭, ૨).

**તેમ્ ને સ્તઓતાઇશ નેમંધહ્રો આ વીવરેષા,**
**નૂ જીત્ ચ઼ઞમઇની બ્યાહરેસેમ.**

**અર્થ:—**બંદગીના ગાયનોથી તેને ( ઇઆને હારમજહને ) હમો વખાણુવાને ઇચ્છીએ છીએ, કારણુ કે ખચીત તેને હવે મારી નજરે હું ખોલ્લી રીતે જોઉંછું. (પસ્ન ૪૫, ૮).

## સર્વથી અગત્યનો સવાલ અને સર્વથી ખરો જવાબ.

હેનરી પોતાના આગલા સવાલ પર પાછો આવ્યો, કે જેને દાનાવ પુરૂષે જાણી જોઇને તુરતજ જવાબ આપ્યો નુ હતો, પણુ તે નવું નવું જાણવાની ઇચ્છા કરતાં બાળકની ઉત્કંઠા વધારે ને વધારે થતી હતી. તેણે ફરીથી પુછ્યું, સુર્ય હમેશાં આવતો રહે એમ કોણે કર્યું. આ બહુ મોટું સુંદર છાપરૂં કોણે બાંધ્યું ? અને તેને કોણે આવું સુંદર રંગ્યું ? પેલા પહાડના પથ્થરમાં આટલું બધું પાણી કોણે ભર્યું, કે જેથી તે જથ્થાબંધ જરાકપણુ થોભ્યા વગર નીકલતુંજ રહે છે ? વાદળાંઓને કોણુ ચલાવે છે જેથી તેઓ હવામાં છુટાં ફરી શકે છે અને સઘળી વનસ્પતિને અગણિત ટીપાંઓથી ભીંજવે છે ? પક્ષિને આવું સુંદર ગાણું ગાવાને કોણે વાંસળી આપી ? ફુલો અને ઝાડોને આટલા ઝીણા મઇ જેટલા દાણામાં કોણે સંતાડયાં, જેથી જે પણુ જગ્યાએ આપણે ચાહીએ ત્યાંથી તેઓ બહાર આવે છે. જમીનની લંબાઇ અને પહોલાઈ પર સઘળે ઘાસ અને ફુલનો ગાલીચો કોણે પાંથર્યો, અને કોણે, આટલી સુંદર બક્ષેસોની રેલારેલ કરી મુકી ? કોણે આ સઘળું આવી સરસ અને સુશોભીત રીતે ગોઠવ્યું ?

મૅનરેડ દાદા બોલ્યા, ત્યારે તું ખરેખર માને છે, કે આ સઘળું આટલું સુંદર બનાવનાર અને આવી સરસ રીતે

ગોઠવનાર કોઇ છે? હેનરીએ કહ્યું, ખચીત તેમજ છે, જેમાં જરાકપણ સમજ હોએ તે કેમ તે માટે શક રાખી શકે. ભોંયરામાંનાં માણસોને તે જરાક મોટું કરવાને ઘણો વખત મહેનત કરવી પડે અને જો તે ભોંયરાંનું છાપરૂં તુટી પડે તો તેને પાછું બનાવવાને અને ટેકવવાને બહુજ શ્રમ પડે, પણ આ સુંદર મોટું છાપરૂં ( આકાશ ) કોઇ પણ થાંભલા વડે ટેકવ્યા વગરનું બનાવેલું છે! અમારો ભોંયરાંમાંનો દીવો પોતાની મેળે સળગી શકતો ન હતો, અને અમે જો અંધારામાં રહેવા ન માંગતા હોઇએ તો તેમાં વધારે તેલ ઘડી ઘડી નાખવું જોઇએ. અને જો તરસ ખમવી ન હોએ તો પાંણીનું પીપ તાજા પાણીએ ઘડી ઘડી ભરવું જોઇએ. હું ઘણુંજ સારી પેઠે જાણુ છું કે માત્ર એક કાગળનું ફુલ બનાવવાને કેવી સારી આંખ જોઇએ, અને કેટલી બધી મેહનત કરવી જોઇએ. હું હવે સારી પેઠે સમજી શકું છું કે જે સઘળું આપણી આસ-પાસ જોઇએ છીએ તે કોઇ માણુસના હાથે બની શકે નહી પણ આ સઘળું જેણે બનાવ્યું તે કોણ છે તે હું જાણુવા ઇચ્છું છું.

બુચો દુનિયાની બહોલાઇ, ખુબસુરતી અને ડહાપણ ભરેલી ગોઠવણુ જોઇ, જ્યાં પણુ આંખ ફેરવે ત્યાં સાંમે પુષ્કળ ફાએદાકારક ભલાં માટે બનાવેલી ચીજો જોઇ છક થઇ ગયો અને જાણે કે ઘબરાટથી તાકાટ વગરનો બની જઇ આ મહાન ભલું કર્ત્તા જેણે આ સઘળું બનાવ્યું તે જાણુવાની ઇચ્છાથી જલતો હતો. તે પળ આવી લાગી હતી, જે માટે માનવંત પીર મરદ, ખુદાનું સર્વશક્તિવાન-પણું, સર્વજ્ઞપણું, અને સર્વ કૃપાળુપણું સમજાવવાંને વાટ

જોતો હતો. પીર મરદે ઉંડા ભક્તિભાવથી, ધ્રુજતા અવાજે આંખમાં આંસુ લાવી કહ્યું, હેનરી, તમે ખરૂંજ કહ્યું હતું કે કોઇક હોવો જોઇએ કે જેણે આ સઘળું બનાવ્યું છે. આ સઘળું બનાવનાર, સર્વશક્તિવાન, સર્વજ્ઞ, પરમકૃપાળુ જેણે માણસોને પણ બનાવી જીંદગી બક્ષી તેને–આકાશ પરનો પ્રિય પિતા કહે છે.

પેહલીવાર સૂર્ય ઉગતો અને પોતાનાં સુંદર કિરણોથી આસપાસ સઘળું સોનેરી બનાવી રહેલો જોયો, તેમ બલ્કે તેથી પણ વધારે અજાએબી ભરેલું તેને લાગ્યું. ખુદાનો ખ્યાલ તેની અંદર સૂર્યરૂપ ઉગ્યો અને તેના આત્માને અંદરથી પ્રકાશિત કરી, પ્રિત અને આભારની ગરમ લાગણી વડે સજીવન કરી આસપાસની તમામ દુનિઆ એક હેતવંત બાપની અનંત ભલાઇની નિશાની તરીકે દીલખુશ કરનારી મહોબત ભરેલી રોશનીએ જોવા લાગ્યો.

મૅનરેડે બુચાનો પ્યાર ભરેલો જુસ્સો જોઇ આગળ ચલાવ્યું. આ સઘળું તું જુએ છે તે જેણે બનાવ્યું તે ખુદા છે. તેણે આ સુંદર બલુ છાપરૂં જેને આકાશ કહે છે તે બનાવ્યું. તેણે સૂર્યને સળગાવ્યો અને ફરતો કર્યો કે જેથી તેનાં અજાએબ કાંમો આપણે જોઇએ, એટલુંજ નહીં, આપણું કામકાજ કરવાને દેખાતું રહે.

તેનાં ગરમ કિરણોથી ચુલાપર ખોરાક રંધાએ તેમ ઝાડપર ફળો પાકીને અથવા રંધાઇને ખાવા લાએક થાએ છે. આપણે પીઇને તાજા થઇએ માટે તેણે જમીનમાંથી પાંણીના ઝહરા ચાલુ કર્યા છે અને વાદળમાંથી વરસાવેછે. આપણા પગ નીચેના ઘાસ અને ફુલનો ગાલીચો તૈયાર કરી તેણેજ ભોંય ઉપર પાથર્યો છે, તેણે ફુલને રંગ અને સુધંધ

આપી છે. તે આપણે માટે જમીનમાંથી પુષ્કળ રોટી બનાવે છે, અને પહાડ ઉપર કિમતી વાઇન બનાવે છે. સઘળી જાતનાં ફૂળો તે ઝાડોની ડાંખળીઓપર લટકાવે છે. તેણે જાણે ખીણુમાં દુધની નદી વહેતી કરી છે, અને પથ્થરો અને પોકળ ઝાંડોમાંથી મધ દુજતું કર્યું છે. તેણે ઝાડ બનાવ્યું છે કે જે પોતાના છાંયડા વડે ઠંડક આપે છે, અને લાકડાં વડે ગરમી આપે છે. આપણુને ખુશ કરવાને પક્ષિ ગાયન કરેછે તે તેણે શીખવ્યું છે. તારા પગ આગળ એહું છે તે મેંઢાંને ઉનનું વસ્ત્ર તેણે પહેરાવ્યું છે, જે ઉનમાંથીજ તારાં અને મારાં વસ્ત્રો બનેછે. દિવસે રહેવા અને રાતે સુવા માટે જે સઘળું જરૂરનું તે તેણેજ આપ્યું છે. તે સઘળું સુંદર બનાવેછે કે જેથી આપણુને ખુશ લાગે, અને તેને ચાહીએ, અને તેની સઘળી સુંદર પેદાએશ મારફતે તેને પીછાંણુતાં શીખ્યે. અહીંઆં જે સઘળું સુંદર દેખાએછે અને ખુશ લાગે છે, તેના કરતાં પણ બહુજ વધારે સુંદર અને ખુશ તેની આગળ લાગે. અને જોકે આપણે તેને હમણાં જોઇ શકતા નથી, તોપણ તે આપણુ સર્વને જુએછે, આપણું બોલેલું સાંભળેછે, એટલુંજ નહીં પણ આપણા મનમાંના વિચાર પણ જાણેછે. આપણે કોઇપણ પળે તેની સાથે વાત કરી શકયે. તે આપણી જીંદગીને દોરવે છે. તેણેજ તને ભોંયરાંમાંથી છુટો કરીને મારી બગલમાં આપ્યો. તે આપણો સર્વથી મોટો ભલું કર્ત્તા, આપણો સર્વથી મોટો મિત્ર, આપણો સર્વથી હેતવંતો પિતા છે.

હેનરીએ કેડે પણ આજુબાજુ નજર ફેરવ્યા વગર તે પહેરેજગાર પીરનું કહેલું પીગળી જતાં દિલે એક ચિતથી

સાંભળ્યું. આ વાતમાં ને વાતમાં રાત પડી પણ બુચાએ તેની ખબર લીધી હતી નહીં. ચંદ્ર કે જે પેહલાં એક નાનાં ઝળકતાં વાદળ માફક આકાશમાં ફરતો હતો તે હવે પૂર પ્રકાશમાં, આસપાસ ઝળકતા બેશુમાર તારાઓ સાથે, સરોવર ઉપર ચમકવા લાગ્યો. સરોવર સાફ આરસી માફક ચંદ્ર અને તારા સાથનું બીજું આંકાશ દેખાડતો હતો. ઝાડ ઉપર કોઇપણ પાંદડું હીલતું હતું નહીં; સઘળે અખંડ ચુપકીદી વ્યાપી રહી હતી. હેનરીનાં હૃદયમાં એક નવી આગળ ન લાગેલી લાગણી થવા માંડી. તે લાગણી ભક્તિભાવની અને ખુદાની નજદીકીની હતી, જેથી ખુદા આગળ તે ઉભો હોએ એમ લાગતું હતું. માનવંત સાધુએ પોતાના હાથો આકાશ તરફ ઉંચા કરી, હેન્રી આગળ ઉભો રહી બંદગી કરી, અને હેન્રીએ પણ પોતાના નાના હાથો પેહલીજ વાર આકાશ તરફ ઉંચા કરી જેમ સાધુ બોલે તેમ બોલવા લાગ્યો. સાધુએ પોતાની બંદગી પૂરી કર્યા પછી, તે બુજોરગ મરદની મોટી ખુશાલી વચ્ચે હેન્રીએ પોતાની મેળે કોઇના કહ્યા વગર બંદગી ચાલુ રાખી. " ઓ મહેર-બાંન ખુદા મને અંધારાં ભોંયરાંમાંથી છોડવી આ ભલા માણસના હાથમાં આપ્યો, કે જેણે તારી સુંદર પેદાએશો વડે તને પીછાણતાં શીખવી મારો જીવ ખુશાલી બરેલો કર્યો તે માટે તારો મોટો આભાર માનું છું". પછી ઍન-રેડ દાદા બુચાની પાંખરી પકડીને તેને પોતાના ઓરડામાં લઇ ગયા. અહીંઆં તેને માટે નરમ ઘાંસનું બિછાનું જેપર એક સેતરંજી પાંથરી હતી તે ઉપર સુવાડયો, અને પોતાનો ડગલો તેને ઓઢાડયો.

———

# પ્રકરણ અગીઆરમું.

[ખરાં અંતઃકરણથી કીધેલા પશ્ચાતાપથી આપણો ગુનાહ ખુદા માફ કરે છે. માણસ માત્ર ભુલને પાત્ર છે અને પસ્તાવાની ખરી બંદગી આપણને સુધારી ખરા રસ્તા ઉપર દોરવે છે. પણ આવા પશ્ચાતાપની બંદગી ત્યારેજ કારગત લાગે કે જ્યારે આપણે ફરી તેવો ગુનાહ નહી કરવાની અંતઃકરણથી હોરમજદને કબુલાત આપ્યે. જે આયાએ પોતાની ગુનાહ ભરેલી બેદરકારીથી પોતાના શેઠ અને શેઠાંણીને નહી સહન થાય તેવું દુઃખ દીધું હતું તેણીની ખરા પશ્ચાતાપની બંદગી ખુદા સાંભલે છે અને તેણીની અરજ પાર પડી કે તુરત ખરાં અતઃકરણથી આભારની લાગણી દરસાવવા તેની બંદગીમાં મશગુલ રહે છે.]

સ્રઓતા મોઈ મેરેજદાતા મોઇ આદાઇ કહ્યાચીત્ પઈતો.

અર્થઃ—મારી (અરજ તથા બંદગી) સાંભળો તથા મારાં દરેક કામને માટે મારી ઉપર દયા કરો. (યસ્ન ૩૩, ૧૧).

ચેજિ થ્વા દ્દિવ્રએષ, ચેજિ મનંઘહ ચેજિ વચંઘહ ચેજિ શ્યઓથ્ન ચેજિ જઓષ ચેજિ અજઓષ આ તે અંઘહે ક્રચ સ્તુયે ની તે વઐધયેમિ ચેજિ તે અંઘહે અવા-ઉરૂરઓધ યત યસ્નહેચ વહ્મહેચ.

અર્થઃ—મારા વિચારથી, સખુનથી, કામથી, ખુશીથી અથવા નાખુશીથી અગરજો તુંને મેં અપમાન આપ્યું હોય

તો તેને માટે, તારી ઇજસ્નેમાં તથા આરાધણામાં કાંઇ ખામી કીધી હોય તો તેને માટે તુંને હું વખાણુંછું (યાને તેની તોજેશ તરીકે હું તારી કીર્તિ ગાઉંછું.) તથા (આએ મારી ભેટને માટે) તુંને હું ઇજિન કરૂંછું. (યસ્ન ૧, ૨૧.)

## પહાડમાં મુસાફરી.

મૅનરેડ દાદાએ છુચાને, વધારે શીખવવાને અને ચોરોની દુષ્ટ સંગતથી થએલી માઠી અસરોને દૂર કરવાને આખો ઉનાળો પોતાની સાથે રાખ્યો. જમીન નીચે ભોંયરાંમાં રહેવાથી તે ફીકકો પડી ગયો હતો તે અહીઆં સાદા ખોરાક અને પહાડની ચોખ્ખી હવાથી બને એટલો તંદરોરસ્ત થાએ તો તેનાં માબાપને વધારે ખુશાલી ઉપજે એમ મૅનરેડ વિચારતા. સહવારના સુર્યનાં કિરણોમાં ગુલાબ દેખાએ તેવો હેનરીનો ચેહરો ખીલવા માંડયો.

મૅનરેડ દાદા જેમણે અગાઉ આસપાસના પ્રદેશમાં મુસાફરી કરી હતી, અને ઘણાંક ગામો જોયાં હતાં તેમણે પાનખર રૂતુની અધવચમાં પોતાની મુસાફરીની લાકડી ફરીથી એકવાર હાથમાં લઇ છુચાના માબાપને શોધવા જવાનો ઠેરાવ કીધો હતો. જવાન ભરવાડ જે હેન્રીને તેમની આગળ લાવ્યો હતો તેનો બાપ જે એક ધર્મિ અને ડાહ્યો ખેડુત હતો, અને જે પહાડોનાં ભીતરમાં રહેતો હતો તેને ત્યાં હેન્રીને તેનાં માબાપને શોધીને પાછો લઇ જાએ ત્યાં સુધી થોડોવાર રાખવા માંગતા હતા. આથી પેહલાં હેન્રીને ત્યાં લઇ જવાનું હતું.

પાનખર રૂતુની એક સુંદર ખુશનુમા સહવારે હજી તો સહવારનો સેતારો અસ્ત પામ્યો ન હતો તેટલાં, જલદીથી

હેન્રીને જગાડયો, તેની સાથે દેવળમાં ગયા અને મુસાફરી માટે આશીરવાદ માંગતાં ખુદાની દિલોજાન બંદગી કીધી. નાસ્તો કર્યા પછી રસ્તા માટે ભાતીઉં લેવાની સંભાળ રાખી, હેન્રીને ખુશ થતો સાથે લઇને મુસાફરી શરૂ કરી. પહાડ પરના ભરવાડો અને હરણના શિકારીઓ જે રસ્તે જતા હતા તે રસ્તે નીકળ્યા. બપોર પડતાં એક પહાડની દીવાલ આગળ આવ્યા જે ઉપર બકરાંના પગલાંના અવાજ થતા હતા. જરા આરામએશ લેવાને અને થોડું બપોરનું ખાઇ લેવાને છાંએડામાં બેઠા. અહીંઆં એક ભરવાડનો બુચો મૅનરેડ બાવાના હાથ ચુંબવા આવ્યો. નાનો હેન્રી તેને જોતાંજ ઉભો થઇ જઇ અજાએબીથી બુમ પાડી ઉઠયો. “ અરે આ મારા જેટલો નાધલો માણુસ છે. કેવું મજાનું ! મને બીલકુલ ખબર ન હતી કે બીજાં એટલાં નાનાં માણુસો પણ છે; હું ધારતો હતો કે હુંજ દુનિઆમાં એકલો એટલો નાનો છું. અરે તુંબી અમારી સાથેજ આવશે કે ? ” તે ભરવાડના બુચાએ મૅનરેડ દાદાને તેમનો મુસાફરીનો દોઠલો પોતે ઉંચકી ચાલવાની અરજ કરી.

તેઓ એક બીજા સાથે નીકળી દૂર ગયા અને હેન્રી ભરવાડના બુચા સાથે વાત કરવામાં રસ્તે એટલો રોકાએલો રહેતો કે આજુબાજુ કાંઇ જોવાની દરકાર રાખતો નહીં.

તેઓ હવે એક નાની, લીલોતરીવાલી ખીણમાં પહોંચ્યા જે ઉંચા ડુંગરો વચ્ચે હતી, જયાં એક મેંઢાનું ટોલું ચરતું હતું; આ મેંઢાં જેને ત્યાં મૅનરેડ જતા હતા તેજ માણુસનાં હતાં. હેનરી બે નાનાં મેંઢાંના બચ્ચાં જે થોડાજ

દહાડાના જન્મેલાં હતાં તે જોઇ ઘણોજ ખુશ થતો અને તેમને પસવારી કોટી કરતો. હવે મૅનરેડ પેલા ભરવાડને શોધવા લાગ્યા. એક ઢલાવદાર ચઢાણ જ્યાંથી એક નાનો ઝરો પથ્થરમાંથી નીકળતો હતો ત્યાં બાજુએ એક ભરવાડણ બેઠી હતી. અને મૅનરેડની અજાએબી વચ્ચે એક હાથમાં ચોપડી હતી તે વાંચવામા રોકાએલી હતી, તેના બીજા હાથમાં એક ભરવાડલોકની લાકડી હતી. તેણીએ સફેદ પોશાક પેહરેલો હતો અને માથે લીલી ટોપી હતી. તેણીનો બાંધો નાજુક હતો અને ચેહરો ઘણોજ ઉદાસ દેખાતો. તેણીએ હજી મૅનરેડને જોયા નહતા, પણ જેવા જોયા તેવીજ ઉભી થઇ તેમનું વર્ણન સાંભળેલું તે પરથી ઓળખીને મિત્રાચારીથી અને ખુશાલ વિશ્વાસપૂર્વક સલાંમ કરી.

મૅનરેડે તેણીને કહ્યું તમે લાંબો વખતનાં આ મેંઢાં ચરાવવાના કામપર ન હશો, જેનાં આ મેંઢાં છે તેને થોડુંક અગાઉ હું મળ્યો હતો ત્યારે તેણે તમારે વિષે મને કાંઇ કહ્યું હતું નહીં. તેણીએ જવાબ દીધો, મેં ઘણાં વરસ પહાડ પર બકરાં ચરાવ્યાં છે, પણ આ માણુસની નોકરીમાં ત્રણ દિવસ અગાઉથીજ રહી છું. ત્યારે તમે કયાંથી આવ્યાં, અને શા માટે એટલાં ઉદાસ છો ? તે બાઇ રડી પડી. અફ્સોસ, તેણી બોલી. હું અહીંથી ઘણી દૂર હતી. એક અવિચારી નાદાન્યત ભરેલી બેદરકારીને લીધે મોટી આફતમાં પડી છું. હું ભલાં શેઠ શેઠાણીની નોકરીમાં હતી. અવિચારીપણે તેમનાં નાનાં બાળકને એક પળ એકલું છોડયું. તેને કોઇ ચોર ઉઠાવી ગયા. હાય અફ્સોસ અને દલગીગીરીથી ભરેલી, મારી ભલી શેઠાણીનું દુઃખ ન જોઇ શકવાથી

હું પહાડમાં નાઠી. અહીંઆં હું હવે એકાંતવાસમાં રહું છું અને રોજ ખુદાની બંદગી કરૂં છું કે જે નુકસાન મેં કર્યું તે ખુદા દૂર કરે, અને છોકરાને દિવસની રોશનીમાં પાછો મોકલે, કે જેથી તેની માનું વર્ણવાએ નહીં એટલું દુઃખ, સુખ અને ખુશાલીમાં ફેરવાઇ જાએ. મારાં આંસુ જે તે અને આ પહાડ જોતા રહ્યા છે, તે ઉપર ખુદા હવે દયા કરશે.

મૅનરેડ બાવાએ ધ્રુજતા અવાજે કહ્યું, હું ધારૂં છું કે ખુદાએ આ પળેજ તમારી બંદગી સાંભળી કબુલી છે. હેનરીની માની છબી જે તેણીની ખાતરી કરવા અને શોધમાં મદદ કરવા સાથે લીધી હતી તે ગજવાંમાંથી કાઢી, તેણીને દેખાડી અને પુછ્યું. આ છબી કોણની તે ઓળખી શકો છો? તેણીએ ભય અને ખુશાલીની એક ચીસ પાડી " ઓ ખુદા! આ તો કાઉન્ટેસ ઑવ આઇકન-ફેલઝ,—જે ચોરાઇ ગએલા હેનરીની મા, તેમનીજ છે!

તે છોકરીની ચીસ સાંભળતાંજ હેનરી ત્યાં દોડી આવ્યો. ટીકતી આંખો વડે તેણીને નિહાળતાં દયા ખાઇ બોલ્યો, તમે શા માટે રડો છો? કદાચ તમને ભુખ લાગી હશે! જુઓ મારી કને રોટલી અને બે સપરચંદ છે. આ લો ખાવો.

મૅનરેડે તેણીને કહ્યું, જુઓ આ બચો હેન્રી છે જેને છબી સાથ એકજ વેળાએ ચોરી જવામાં આવ્યો હતો. હવે આ જવાન બાઇને તો ખુશાલીથી હઇડું ફાટી જાય તેમજ લાગ્યું.

તેણીએ ઘુંટણ મંડી પડી અને આકાશ તરફ હાથો ઉંચા કરી બોલી, " ભલા દયાળુ ઇશ્વર, રાત અને દિવસ જે

અરજ મેં તને કરી તે તેં સાંભળી છે. મારો અંતઃકરણનો આભાર કબુલ રાખ ! હું તે પૂરો બોલી શકતી નથી, પણ તું તે જુએ છે. "

અને ગરમ આંસુઓ સાથે નાના હેન્રીને ફાટી કરી પડી. તેણી બોલી, વહાલા હેન્રી ખુદાને આભાર સાથે નમ, તેણે તને અમોને પાછો બક્ષ્યો છે ! અરે તું ખરેખર છે કે મને માત્ર સ્વપનો આવ્યો છે ? હા તુંજ છે, એક દવનું ટીપું બીજાંને મલતું આવે તેમ તું તારા બાપને મલતો આવે છે. આહા, તારી મા કેટલી ખુશ થશે ! તું પણ ખુશ થા. હમણાજ આપણે તારા બાવા અને તારાં મા આગળ જઇશું.

મૅનરેડ બાવાએ એક આંસુ લુંછી નાંખ્યું અને બોલ્યા: ભલા પરમેશ્વર ! તને સ્તુતિ ! તારી પવિત્ર દ્રષ્ટિ આ બાળક પર ચોક્કસાઇથી ચાલુજ હતી. આ બાપડી જવાન સ્ત્રીનાં આંસુ તેં સુકવ્યાં, જે ચાલુ તારી આગળ રડતી રહી હતી. ભલાં માબાપોને એકપુરું વહાલું બચ્ચું તેં પાછું બક્ષ્યું. મેં હજી તો શોધમાં એક પગલું ભર્યું તેટલાંજ તારા આશીરવાદથી ફત્તેહ થઇ. મુજ જઇફ શખ્સને લાંબી જેહમતથી બચાવી લીધો. તારી મેહરબાની અને દયા માટે અમારી જાવેદાન સ્તુતિ હોજો !

મૅનરેડ, હેન્રી અને મારગરેટ સાથે તેણીના ખેડુત શેઠને ઘર ચાલ્યા. પેલા ભરવાડના બુચાએ કાકડો મારગરેટને આપ્યો અને પોતે તેણીનાં મેંહપર થોડોવાર નજર રાખવાનું માથે લીધું.

ખેડુત અને તેની બાયડી મિત્રાચારીથી ઝુંપડાંના બારણા આગળ લેવા આવ્યાં, ત્યારે હેનરીએ પુછયું, આ મારા બાવા

અને મા કે ? તેઓ તેનાં મા બાવા ન હતાં તે સાંભળી ઘણો દીલગીર થયો.

તેણે કહ્યું, તેઓ આટલાં બધાં હેતવાળાં છે. મારાં મા અને બાવા એથી વધારે હેત દેખાડી શકે નહીં. જાણે કે હું તેમનીજ સાથે રહેવું એમ ગમે છે.

મૅનરેડ, હેન્રી અને મારગરેટ અહીં થોડુંક જમ્યાં, અને ઘરવાળા ખેડુતના છોકરા,—પેલો જવાન ભરવાડ જે પેહેલાં હેન્રીને મૅનરેડ આગળ લઇ ગયો હતો તે—સાથ મુસાફરીએ પાછાં નીકળ્યાં. સાંજ પડતાં પહાડની બાજુએ એક ખીણમાં પહોંચ્યાં, જ્યાં એક ગામડાંમાં રાત માટે ઉતારો લીધો. સહવાર પડતાંજ એક ખેડુતની ગાડીમાં બેસી આગળ વધ્યાં, જે ગાડી જવાન ભરવાડ સારી રીતે હાંકી જાણતો હતો. તેઓ ત્રણેક દહાડામાં આઇન્સિડૅલઝ પહોંચવાની આશા રાખતાં હતાં.

---

## પ્રકરણ બારમું.

[ હરેક ચીજમાં ખુદાનોજ હાથ છે. તે પોતાની સર્વજ્ઞ દ્રષ્ટિથી સઘળું જુએ છે અને પોતાની મરજી અચુક રીતે પાર પાડે છે. બાળકની તેના પિતા સાથે સાધુની મદદ વડે જે એકાએક મુલાકાત થઇ અને જેનો કોઇને ખ્યાલ વટીક ન હતો તેમાં ખુદાનો હાથ નહી તો બીજું શું હોય. ખુદાનો સર્વ કામોમાં હાથ છે માટે તેના ઉપર વીશ્વાસ રાખવો.]

વીસ્પા-હિષસ્ત્ર અહુરો.

અર્થ:—હોરમજદ જે દરેક ચીજ જોનારો. (યસ્ન ૪૫, ૪)

તા ચષ્મેનગ્ ખ્વિસ્તા-હારો અઇબ્ની અષા અઇબ્ની વઐનહી વીસ્પા.

અર્થ:—આ બધું, અએ સાહેબ ! તારી તીક્ષણ આંખથી તથા રાસ્તીથી તું જોએ છે. (યસ્ન ૩૧, ૧૩).

કાતા અંઘહુઉશ અરેદત્ વોહૂ મનંઘહા,
હુઇથ્યા વરેશતાંમ્ હાત્ વસ્ના ફ્રેરષોતેમેમ.

અર્થ:—રાસ્તીનાં કામ કરનારાઓની ખાહેશ જે સઉથી ચઢતે દરજ્જેની છે તેને દુનિયાંનો પેદા કરનાર હોરમજદ તે કાંમ કરનારાઓની નેક મનસ્નીને લીધે પાર પાડે છે. (યસ્ન ૫૦, ૧૧)

## ન ધારેલી મુલાકાત.

પેહલ્લે દહાડે મુસાફરી ઠીક ઉતરે તેવું લાગતું હતું, ગાડીમાં બેસવાનું, ઘણાક ખેતરો, કેસ્તલો, ગામડાં, જે સઘળાં ગાડી આગળથી પસાર થઇ જતાં લાગતાં તેથી હેન્રીને અસાધારણ ખુશ લાગતું, અને દૂર પહાડપર કોઇ કેસ્તલ દેખાતી કે આઇકનફેલઝ આવ્યું કે કરી હમેશાં પુછતો.

બીજા દિવસની સાંજે એક ગીચ જંગલમાં તેઓ પહોંચ્યાં. રસ્તાઓ એટલા ખરાબ હતા કે તે પરથી મુસ્કેલીથી જવાતું હતું. વળી એક ભયંકર તોફાની પવન નીકળ્યો અને ભારી વરસાદ પડયો. રાત પડી ગઇ, અને અંધારૂં વધી ગયું. ચોરોની ધાસ્તી આ તરફ હોવાથી જંગલમાં એક હોટલ જેવું ઉતારાનું મકાન હતું ત્યાં રાત પસાર કરવાને

જરૂર જોઇ ગયાં. અહીંયાં રાતનું ખાણું ખાઇ સઘળાં સુઇ ગયાં કે સહવારે જલદીથી મુસાફરી પાછી ચાલુ કરે. રસ્તાની થાકથી સઘળાં જલદી ઉંઘી ગયાં; માત્ર મૅનરેડ જેમણે નાના હેન્રીને પોતાના ઓરડામાં સાથે રાખ્યો હતો તે મધ-રાતે ટેબલ આગળ ઘુંટણુ મંડીને, ટેબલપર બળતી મીનબતી-ની રોશનીએ ચોપડીમાં જોઇ બંદગી કરતા હતા. એટલાંમાં એકાએક ઘર આગળ ઘોંઘાટ થવા લાગ્યો. કેટલાક કઠોર અવાજો માણસોના બોલવાના, કાને પડયા. બારણાં આગળ અને બારી આગળ જોરમાં ઠોકાઠોક ચાલતી. ઘરમાંનાં સઘળાં ઉંઘમાંથી ઝપકીને બીહી ઉઠયાં. મૅનરેડ દાદા પોતાના ઓરડાની બહાર ગયા. તેમની સામે મારગરેટ આવતાં બોલી એ! ખુદા, મને બીક લાગે છે, કે આ ચોરો છે, અને બુચા કાઉન્ટને આપણી કનેથી પાછો લઈ જવા માંગે છે. મૅનરેડે તેણીને ચુપ રહી પછવાડે જવા કહ્યું. હોટલનાં માણસો પણ ઘણાંજ બાઘેલાં દેખાયાં અને બારણું ઉંઘાડવાની હિમ્મત કરતાં હતાં નહીં. બહારથી પેલા માણસો વધારે જોરથી બારણું ઠોકતા અને બારણાં ભાંજી નાંખવાની ધમકી આપતા.

મૅનરેડ જે હિમ્મતવાન હતો તે બોલ્યા, બારણાં આપણો બચાવ કરી શકવાનાં નથી, ખુદા આપણો બચાવ અને ઢાલ બનશે. આપણે સઘળાં તેના હાથમાં છીએ. જોઇએ તો ખરા, નરમાસથી કાંઇ સમજુતીએ કામ થાય છે કે.

તેમણે બારણું ઉંઘાડયું. ચાર ઘણાજ જોરાવર હથ્યાર બંધ માણસો નફતાઇભરેલા ચેહરા સાથે અંદર આવ્યા, તેમાંના એકના હાથમાં બળતી મસાલ હતી. તેઓએ કહ્યું, અમારે, ઘરના સઘળા ઓરડી ઓરડી તપાસવાં છે. અમારો

સરદાર વધારે માણુસો સાથ પુઠેથી આવે છે અને આ આખું ઘર તેના હુકમ તળે છે.

મૅનરેડે પુછ્યું તમારો સરદાર કોણ છે ? તેમનો જવાબ તેને માટે જેટલો આશ્ચર્યકારક તેટલોજ પસંદ પડતો હતો. તે હેન્રીનો બાપ કાઉન્ટ આઈકિનફેલ્ઝ હતો. તેનાં આ માણસોએ ખુલાસો કર્યો કે કાઉન્ટ સખ્ત જખમી થયા પછી સાજો થયો, અને લડાઇ પૂરી થાય ત્યાં સુધી લડવાને માંગ્યું. હવે સુલેહ થઇ છે અને જેઓ લડાઇની ભૂમીપર દટાયા હોય તે સિવાય બાકીનાઓ સાથ પોતાને ઘર જવા પુઠે આવે છે.

સુલેહ થઇ, એ ખબરથી સઘળાં ખુશ થયાં. ઘરમાંના સઘળાંએ બહાદૂર લડવૈયાઓની ખીદમત કરવાને ઉતાવળ કરવા માંડી. તેઓ પણ મિત્રાચારી અને વીશ્વાસ દેખાડી, ખરાબ રૂતુને લીધે તેઓએ કઢંગી ચાલ ચલાવી દીધી એમ કહી માફી ચહાવા લાગ્યા. તેઓએ કહ્યું એવી ભયંકાર તુફાની રૂતુ અને વરસાદને લીધે લડવૈયા જેવા પણ મધરાતે ઘરની બહાર રહી ન શકે તો માફ કરવા જોગ છે, અને ખુલાસાવાર સમજાવ્યું કે તેઓ ગીચ જંગલમાં અંધારાં વચ્ચે ભૂલા પડયા હતા, અને ઘરમાંના દીવાએ રસ્તો બતલાવનાર તારા માફક સીધે માર્ગે દોરવવામાં મદદ ન કરી હોત તો તે ઘર તેઓએ શોધી કાઢયું ન હોત. આવા નજીવા બનાવે, એટલે એક બળતી મીનબતી આગળ મૅન-રેડ બંદગી કરતા હતા તેની રોશનીએ કાઉન્ટને અહીયાં મોકલ્યો. તે પહરેજગાર સાધુ જે સઘળાંમાં ખુદાનો હાથ અને સર્વજ્ઞ દ્રષ્ટિ જોતા હતા તેમને દિલ ઉભરાવનારૂં લાગ્યું અને આ ઇશ્વરની મરજીના બનાવ તરીકે તે સાહેબનો આભાર માનવા લાગ્યા.

## પ્રકરણ તેરમું.

[ માબાપનું પોતાનાં બચ્ચાં તરફનું વ્હાળ મેહેર યશ્તમાં ઘણું શ્રેષ્ટ ગણ્યું છે. એક બાપ પોતાનું વ્હાળું બચ્ચું જે લાંબા વખતનું વોખુતું પડયું હતું તેને એકાએક પાછો ભેટે ત્યારે તેની ખુશાળીનો શું પાર ? ભલાઓની બંદગી હોરમજદ હંમેશાં કબુલ રાખે છે અને ગમે એવું દુઃખ ખમવું પડયું હોય તોપણ આયંદે તે દુઃખને મોટી ખુશાળીમાં ફેરવી નાખે છે. હોરમજદ તરફથી મલતી આવી ખુશાળી તેની સાચાં દિલથી કીધેલી બંદગી મારફતે પ્રાપ્ત થાય છે. છોકરાનો બાપ ખુશાળીનાં સુખમાં ખુદાનો આભાર માનવા માટે તેની સેતાયશ કરવાની પોતાની પહેલી ફરજ સમજે છે ].

**કે ઉજેમેમ ચોરેત્ વ્યાનયા પુથ્રેમ પિથ્રે.**

**અર્થઃ**—કોણે પોતાનાં ડહાપણથી બાપને દીકરો પ્યારો કીધો. ( યશ્ન ૪૪, ૭ ).

**સતાચુશ [ અસ્તિ મિથ્રો ] અંતરે પિતરેમ પુથ્રેમચ.**

**અર્થઃ**—બાપ અને દીકરા વચ્ચે સો ઘણું વ્હાળ હોય છે. ( મેહેર યશ્ત, ૧૭ ).

**મહ્યો મનોઇ અહુરહ્યા ઉર્વાઝેમા મજદાઓ.**

**અર્થઃ**—મારાં મનમાં હોરમજદની ખુશાલી છે. ( યશ્ન ૩૧, ૧ ).

## એક અમીર બાપની ખુશાલી

કાઉન્ટ, જે ઉંચાં કદના, દેખાવલા હતા, અને એક અમીરી ચેહરો ધરાવતા તથા નરમાસભરેલી રીતભાતવાળા હતા, તે આવી પહોંચ્યા. તે મૅનરેડ દાદાને પોતાના ઓરડામાં તુરતજ લઇ ગયા, તેમને બેસાડયા, થોડોક વાઇન મંગાવ્યો, અને પેહલું ગ્લાસ મૅનરેડને આપી, જરમન રીત પ્રમાણે એકબીજાનાં ગ્લાસો સાથે અફડાવી તેમની સલામતી લીધી. કાઉન્ટે કહ્યું, માનવંત બાવા, હું આપને ખરાં જીગરથી આવકાર આપું છું. આવી એક ઘોડાપર કરેલી મુસાફરી પછી, આવી તોફાની રતુ વચ્ચે છાપડાં તળે જીંદગીની ગરમી સાચવે એવા ઓરડામાં ખુશ લાગે. પણ તમારો પહરેજ-ગાર, સચ્ચાઇભરેલો રહાની ચેહરો જોઇ મને વધારે ખુશ લાગે છે, અને મારો આત્મા પણ તેથી ફાયદો પામે છે. હવે હું મારૂં દિલ ખોલીને સઘળી વાત કરીશ. મારાં સઘળાં માણસો ખુશાલ અને સુખી છે, કારણકે એક લોહીલોહાન-ભરેલી લડાઇ પછી તેઓ પોતાને ઘર જાય છે. પણ હું તેમનો સરદાર તેઓ વચ્ચે એકલો દલગીર છું કે જેમ દુનિયાંમાં ઘણી વાર બનતું રહે છે. મને ભય લાગે છે કે મારે ઘર સઘળું પાધરેપાધરૂં નથી. મારી ધણીયાંની તંદરોસ્ત અને સારીપેઠે છે, પણ મારા એકપુરા છોકરાને માટે હું ઘણોજ ચિંતાતુર છું. ઘણો લાંબો વખત થયો મારી ધણી-યાંનીએ તેને માટે કાંઇ ચોકકસ ખુલાસાવાર લખ્યું નથી, અને છેલ્લાં પત્રમાં લખ્યું છે કે તે બાળકને હું આ દુનિયામાં જોઇશ નહીં. તમે ઘણાક લડવૈયાઓને ઓળખો છો, કારણકે તમેં પોતે અગાઉ એક વખત બહાદુર લડવૈયા હતા. તમે મુસાફરીએ નીકળ્યા છો, અને તે તરફથી આવ્યા હશો,

આઇફનફેલ્ડમાં શું બને છે તે માટે કાંઇ જાણો છો ? તમે મને કાંઇ ખુશ ખબર આપી શકો નહીં તોપણ કાંઇ સેહજ દિલાસા જેવું આપી શકશો.

મૅનરેડ દાદાએ આખી દુનિયાંમાં સર્વથી ખુશાલ ચેહેરે જવાબ દીધો: હું તમને સર્વથી સરસ ખબર આપી શકીશ. તમારો દીકરો તંદુરોસ્ત છે, અને મારી આખી જીંદગીમાં જોયું હોય તેથી વધારે પ્રીય લાગે એવું બાળક છે. કાઉન્ટ ઘણા અજાએબીથી બોલી ઉઠયા, " શું તમે તેને ઓળખો છો ?' મૅનરેડે કહ્યું, "ઘણોજ સારીપેઠે ઓળખું છું. તમે લડાઇ પર ગયા હતા તેટલાં તે બાળક પર ઘણું વીતી ગયું છે." મૅનરેડ તે બચ્ચાંની સઘળી તવારીખ જાણતા હતા તે કાઉન્ટની પુષ્કળ અજાએબી વચ્ચે કહી. તેની ખાત્રી કરવા કાઉન્ટેસની સુંદર છબી દેખાડી. કાઉન્ટે કહ્યું "આબેહુબ તેણીજ છે. હું અજબ થાઉં છું કે હમણાં તેણી એટલા ખીલતા ચેહરાની દેખાતી હોય ? અફ્સોસ, બિચારીપર ઘણું પડયું છે ! પણ હમણાં બુચો કયાં છે ? " મૅનરેડે કહ્યું " આ ઘરમાંજ છે." કાઉન્ટ બહકીને બોલ્યા " આ ઘરમાં ? " અને ખુરસીપરથી ચમકી ઉઠતાં તે ઉંધી વાળી નાંખી. "બુજોરગ બાવા તમે શા માટે મને તુરતજ કહ્યું નહીં ? હમણાંજ મને તેની આગળ લઇ જાવો."

મૅનરેડે ટેબલપરથી દીવો લીધો, અને કાઉન્ટ તેમની સાથે પોતાના દીકરાનાં બિછાનાં તરફ ગયા. બુચો નિર્દોષતાની શાંત ઉંઘમાં, ફરેસ્તા જેવો ખુબસુરત દેખાતો હતો. કાઉન્ટ દીવાની રોશનીથી તેને ટીકીટીકીને જોતાં ધરાતાજ નહીં. મૅનરેડને કહ્યું પેલી કહેવત ખરી પડી છે. " ખુદા પોતાનાં બચ્ચાંઓને ઉંઘમાં પણ સારું નસીબ મોકલે છે."

કાઉન્ટની આંખોમાં આંસુ આવ્યાં, તે બોલ્યા, મારા ખુદા, જ્યારે હું લડાઇપર ગયો ત્યારે તે એક રડતું ઝોળીમાંનું બાળક હતું, અને હવે તો એક સુંદર મોટો છોકરો બન્યો છે. ઓ મારી ભલી હેતવંતી ધણીયાંની ! હવે મને તારાં કાગળોની સમજ પડે છે. હેતવંતી કદરથી બેહદ દુઃખમાંથી બને તેમ બચાવવા માંગતી હતી. હેન્રી, સર્વથી વહાલા હેન્રી, એમ બોલતાં તેનાં બંધે હાથો પકડી આસ્તેથી ચુંબ્યા.

નાનો હેન્રી આંખ ચોળતાં જાગ્યો, બાપને ટીકીને જોવા લાગ્યો, તોપણ હજી પૂરો જાગૃત હતો નહીં. ખુશ થઇ મલકાતે ચેહરે બોલ્યો " તમે કે ?" ઓ પ્યારા બાવાજી, ખુદાનો નમીને આભાર માનો ! માયજી પણ તમારી સાથે છે કે ? કાઉન્ટે છોકરાને ગોડમાં લઇ મીઠાંમાં મીઠાં આંસુ પાડયાં. તે બોલ્યો, પ્યારાં બાળક, ખુદાની પાક સર્વજ્ઞ સંભાળે તારો બચાવ કર્યો, જે માટે તેનો ગમે એટલો આભાર માનું તે થોડોજ છે. હેન્રીએ કહ્યું, તે આભાર પૂરો માનવાને મારામાં પણ શકિત નથી. ઓ મહેરબાન ખુદા, તેંજ પ્રિત અને મિત્રતા દેખાડી, અમારે માટે આટલી બધી ખુશાલી મોકલી છે. કાઉન્ટ ખુશખુશાલ બની ગયો હતો, અને જ્યારે હેન્રી પૂરેપૂરો જાગૃત થયો ત્યારે તેના સવાલ જવાબ સાંભળી તેની હુશીઆરીથી કાઉન્ટ બહુજ ખુશ થયો. તે બોલ્યો, મૅનરેડ તમારા આભારનું મોટું કરજ મારે શિર છે ! મારો ખેતાબ અને મિલકત, જે કેળવણી તમે મારા દીકરાને આપી તેનો બદલો વાળવાને અતિ અલ્પ છે.

એટલામાં માર્ગરેટ ઓરડામાં આવી અને દૂરથી બ્હીતી હોય તેમ ઉભી.

કાઉન્ટે તેને મિત્રાચારીથી સલામ કરી, તેણીનો હાથ ઝાલી હિમ્મત આપી. મોટી નાખુશી સાથે બોલ્યા, ચોરોનો ફેજ તેમનાં દુષ્ટ કામ મુજબ ઘટતોજ થશે ! રાતોરાત પોતાનાં ચુનંદાં માણસોને પૂર સત્તા આપી તેમની છુપાવાની જગ્યા શોધી કાઢવાને અને બેડી ઠોકી આઇકનફેલઝ લાવ-વાને ફરમાવ્યું. પછી પોતાના દીકરા સાથ વાત કરવા માંડી અને આખી રાત તેની સાથ વાત કરત પણ મૅનરેડે યાદ આપી કે સહવારે સકાળે આઇકનફેલઝનો રસ્તો લેવા માટે તાજા અને તેજ થવા માટે ઉંઘવાની બહુ જરૂર હતી.

---

## પ્રકરણ ચૌદમું.

[ વિપત્તિઓ આપણા ઉપર આવી પડે ત્યારે નાસબર બનવું નહી, પણ ધીરજ રાખી ખુદા ઉપર વિશ્વાસ રાખવો. આ દુન્યામાં સુખ અને દુઃખ એ બેની હાલતમાં આપણે મુકાયાં છીએ. એ બે, ગાથાનાં શિક્ષણ પ્રમાણે આપણા ફાયદા અર્થેજ છે. દુઃખ પડવાથી આપણી હાલતનો આપણને ખરો ખ્યાલ આવે છે અને તેજ આપણને વધુ ધર્મી બનાવે છે, અને તેથી નેક કામો કરી લેવાની ખંત થાય છે. દુઃખ વખતે હોરમજદની બંદગી કરી દિલાસો મેલવવો, કારણ કે આપણી દ્રષ્ટિ ટુંકી હોવાને લીધે આગળ શું બનશે તે આપણે જોઇ શકતા નથી, પણ આવું દુઃખ આણવામાં હોરમજદનો કોઇ હેતુ હોવો જોઇએ

એમ સમજી ધીરજ રાખવી. આ પ્રમાણેજ બાળકની માતા દિલાસો લેતી હતી અને આખરે ધીરજનું ફળ તેણીને મલ્યું.]

યે ને ઉસેન્ ચોરેત્ સ્પેન્ઘા અસ્પેન્ચા.

અર્થ:—જેણે (યાને હોરમજદે) હમારૂં ભલું ચાહીને સુખ તથા દુ:ખ પેદા કીધું છે. (યસ્ન ૪૫, ૯)

હ્વો વીખિરે અહુરો, અથા ને અંઘ્હુત યથા હ્વો વસત્.

અર્થ:—હોરમજદ પોતે સારાં નરસાંનો પસંદ કરનાર છે; જેમ તે પોતે ઇચ્છે તેમ હમોને થજો. (યસ્ન ૨૯, ૪)

નેમખ્યામહિ ઇષૂઇધ્યામહિ થ્વા મજ્દા અહુરા વીસ્પાઇશ થ્વા હુમતાઇશ વીસ્પાઇશ હુખ્તાઇશ વીસ્પાઇશ હ્વર્શ્તાઇશ પઇરિ-જસામઇદે.

અર્થ:—અએ હોરમજદ! તુને હમો નમીએ છિએ, હમો તારા કરજદાર છિએ. તમામ નેક વિચારોથી, તમામ નેક સખુનોથી, તથા તમામ નેક કામોથી હમો તારી આસપાસ પોંહોંચીએ છિએ. (યસ્ન ૩૬, ૫).

## દિલાસો પામેલી મા.

ભલી અમીરી ઓલાદની કાઉન્ટેસ, આઇકનફેલઝમાં દલગીરી અને દુ:ખમાં દહાડા કાઢતી હતી. તેણીને સુલેહ થવાની ખબર પડી ચુકી હતી અને પોતાના પતિને જલદીથી જોવાની આશામાં હતી. પણ તે રડી રડીને બોલતી, અફસોસ! મારા ખુદા, હું બહુજ કમનસીબ છું. જે બીજા

સઘળાંઓને માટે બહુજ ખુશ ખબર છે તે મારે માટે તો અત્યંત દલગીરી છે. દરેક સિપાઇની સ્ત્રી પોતાના પતિના ઘર પાછા ફરવાની ખબર સાંભળી ખુશ થઇ રહી છે, ત્યારે હું મારા પતિના આવી પુગવા માટે બીયા ધ્રુજ્યા વગર વિચાર પણ કરી શકતી નથી. અફસોસ! શું દુઃખભરેલી ખબર તે હવે સાંભળશે. છોકરો ચોરાઇ જવાની વાત હું તેને કેવી રીતે કહી શકીશ! અરે, હવે અમો બંને માટે આ દુનિયામાં ખુશાલીની એક ઘડી પણ નથી. તેણી હદ બહાર દુઃખી હતી. કાંઇ આશાએસ કે કરાર તેણીને ન હતો. ઘડીમાં તેણી એક ઓરડામાંથી બીજામાં જતી. ઘડીમાં કેસ્તલને લગતા નાનાં દેવળમાં જતી, ઘડીમાં બાગમાં જતી, જ્યાં પણ જતી કે ઉભી રહેતી ત્યાં મનમાં ખુદાની બંદગી કરતી રહેતી. બંદગી કરી, ખુદા માણસોનાં નસીબનો ઘડનાર છે, અને માઠામાં માઠા બનાવોનું પણ આખરે સારૂં અને સુખી પરિણામ આણે છે, એમ વિચારી દિલાસો લેતી. બાગમાંનાં સર્વથી અંધારાં ખુણાં તરફ જઇ દુઃખથી રડીને બોલી, ઓ ખુદા, મારીપર દયા કર, મારાં ખમાય નહીં એટલાં દુઃખનો અંત આણ, તું સઘળું જાણે છે! અમોને ખુશાલી વચ્ચે પાછાં મેલવ. મા, બાપ, અને બાળકને એકબીજાંથી છુટાં પાડી, દુનિયાંમાં દૂર દૂર રાખવામાં તારૂં અપરંપાર ડહાપણ મતલબ રાખતું હશે. અરે અમારાં લાડકવાયાં બાળને અમોને ફરીથી સોંપ અને ત્રણેને સાથે એકઠાં કર! તેં બેશુમાર આંસુઓ સુકવ્યાં છે, મારાં પણ સુકવ! તું પરમકૃપાળુ છે અને દુઃખને સુખમાં ફેરવી નાંખવું એ તને સર્વથી ગમતું કાર્ય છે. ઓ પિતા, પિતા, સર્વથી પ્રિય પિતા, હું પાપી છું તોપણ હું તારીજ દીકરી છું. તારા બેટા

( ક્રાઇસ્ટ ) ની ઇચ્છા અનુસાર વિશ્વાસથી હું તને મારો પિતા લેખું છું. હું મારાં બાળકને ચાહી શકું તે કરતાં ખચીત તું મને ઘણી વધારે ચાહે છે ! તારી દીકરીની પ્રાર્થના સાંભળ, તારાં બાળકને તું નિરાશ પાછું ફેરવશે નહીં, કે જેનો તુંજ સિવાય બીજો કોઇ આશ્રો નથી.

આ પ્રમાણે તેણી પ્રાર્થના કરતી હતી એટલાંમાંજ એક પગલાંનો અવાજ સંભળાયો. તેણીએ નજર ફેરવી અને મારગરેટ જે બીજાં ભેગી આવી પુગી હતી તેને બાગમાંના લાંબા સાંકડા છાંયડાવાળા માગ પોતે જ્યાં હતી ત્યાં આવતી જોઈ. કાઉન્ટેસના દિલમાં એક ખુશાલીનું કિરણ પડ્યું, કારણકે તેણીએ મારગરેટને ઓળખી અને તેણીના ચહેરાપર ખુશાલી જોઇ. તેણીને કોઇ આકાશનો ફરેસ્તોજ આવ્યો હોય એમ લાગ્યું. ઓ સર્વથી ભલી, માયાળુ શેઠાણી, મારગરેટ બોલી, હું તમારા વહાલા હેન્રીની ઘણીજ ખુશાલીભરેલી ખબર લાવી છું. મારગરેટ ખુલાસો કરતી હતી, તેટલાંમાંજ મૅનરેડ, જે માંડવામાં કાઉન્ટેસ હતાં તે તરફ તેણીને પોતાના દીકરાની અને વરની મુલાકાત માટે તૈયાર કરવાને આવી પુગ્યા. તે ડાહ્યા પુરૂષને, આસ્તે આસ્તે ડહાપણ ભરેલી રીતે કેમ સઘળું કહેવું તેની ખબર હતી.

કાઉન્ટેસ હવે એકજ દિવસે વરને અને દીકરાને ભેટવાની ખુશાલીભરેલી આશામાં હતાં અને જે ઓરડામાં પોતે હેન્રી સાથ આગળ રહેતાં હતાં ત્યાં મૅનરેડને લઇ ગયાં.

હજી તો તેવણ બારણું ઉઘાડતાં હતાં તેટલાંજ વર અને દીકરો ભેટવાને સાંમે વળગી પડયાં. તેણીએ, ઓ મારા પતિ, મારાં બાળક, એટલુંજ બોલતાં સુસ્ત થઇ ગઇ

ન્ટની છાતીપર ડોકું નાખ્યું. તે લાંબો વખત બોલી શક્યા વગર રહ્યાં અને પતિ અને દીકરાને હર્ષનાં મીઠાં આંસુ ઓથી ભીંજવી નાખ્યાં. આખરે બોલ્યાં, બસ આ જોવા પાંમી ત્યાંસુધી જીવી એટલે હવે હું મરવાને ખુશી છું! આહા, કેટલી અજબ જેવી રીતે ખુદાએ સઘળું નિર્માણ કર્યું છે. હું તો પ્રિય પતિ, તમને આપણા વહાલા હેન્રી વગર કેમ ભેટીશ તેના ખ્યાલથી ધ્રુજતી હતી, અને હવે તમેજ પાછાં મળવાની પેહલીજ પળે તમારે હાથે મારી બગલમાં મુકયો! ઓ ખુદા, મારી આખી જીંદગી, આ ભયંકર તવારીખનો આવો ખુશાલ અંત આણ્યો તે માટે આભાર માનું તે પુરતું નથી. હું જીવું ત્યાંસુધી કોઇ પણ સંકટમાં નાસીપાસ બની જઇશ નહી. સઘળાંનું સારૂં સેવટ તું લાવી જાણે છે. ઓ મારા હેન્રી તું હવે કેવો મોટો છોકરો થયો છે! ઓ મારા પતિ, આપણ ત્રણેને પાછાં ભેગાં મળવાનો આશીરવાદ ખુદાએ કેવી રીતે મોકલ્યો છે? તેણે આપણ ત્રણેને એકબીજાંથી છુટાં પાડયાં હતાં; તેણે અજાયબ રીતે ત્રણેને પાછાં સાથે મેળવ્યાં. "તેને અમારૂં નમવું, તેને સ્તુતિ, તેનેજ માટે હૈયાંનાં આભારનું કીર્તન હોજો!"

ખુદા આગળ ત્રણેએ ખુશાલી અને આભારના ઉભરાના આંસુ વરસાવ્યાં. મારગરેટ તેમની સાથ આંસુ પાડતી અને મૅનરેડનું હૈયું ભરાઇ આવવાથી આંસુ થોભાવી શકયા નહી.

ખુશાલીનો પેહેલો ઉભરો કાંઇક નરમ પડયા પછી, હેન્રીએ પોતાની મા આગળ સઘળી વાત કહેવા માંડી. તેણે ચંચલાઇથી સઘળું વર્ણન કર્યું, અને મા કોઇ વાર રડતી અને કોઇ વાર હસ્તી. અગત્ય કરીને પહાડની ફાટમાંથી

નીકળી પડી પેહલવેહલી દુનિયા જોઇ ત્યારે તેને કેવું લાગ્યું તે આબેહુબ કહી સંભળાવ્યું. એથી પણ વધારે ખુશાલી અને ભરાઇ આવેલાં હૈડાં સાથે, તે ભુલાય નહી એવી પળ જયારે મૅનરેડ બાવાએ પેહલીજ વાર ખુદાને પીછાણતાં શીખવ્યો તે આખમાં આંસુ સાથ કહી સંભળાવ્યું.

કાઉન્ટ બોલ્યા, ખરેખર, મારાં બચપણમાં એજ પ્રમાણે હું એવાં ભોંયરાંમાં મોટો થયો હોત એમ ઇચ્છું છું. ખુદાની સૃષ્ટિ અને તેનાં કામો ઘડી ને પળ ચાલુ જોતા રહેવાથી બેદરકાર બન્યે છીએ. હેન્રીની માફક સમજના થતાંજ એકદમ પેહલી વાર જોઇએ તો અત્યંત અજાયબીથી કેવાં ડંગ કરી નાખે ! ઓ મેહરબાન ખુદા, તારૂં બળ અમોને આશ્ચર્ય કરે છે, તારૂં ડહાપણ ડંગ કરે છે, તારી મેહરબાની અમોને સુખી કરે છે. તારૂં સુંદર આકાશ, અને અજાયબીઓથી ભરેલી પૃથ્વિ જોઇ અમારૂં હૃદય લાગણીઓથી ખુશાલ અને મહોબતભરેલું બને છે. જે એવી રીતે અમારાં હૃદયમાં જાય, તે કોઈ મહોબતભરેલાં હૃદયમાંથીજ આવતું હોવું જોઇએ !

કાઉન્ટેસ બોલ્યાં, જેમ હેનરીને જમીનની નીચેનાં રહેઠાણમાંથી ખુદાની સુંદર દુનિયામાં પેહલીજ વાર આવતાં લાગ્યું, તેમજ આપણી હાલની પૃથ્વિની જીંદગીમાંથી આકાશની બીજી દુનિયામાં જઈશું ત્યારે આપણને તેવુંજ અચરતભરેલું લાગશે. ત્યારે હું ધારૂં છું કે હેન્રીનાં રમકડાં—બનાવતી ફુલો, મેંઢાં, ઝાડ—તેને ભોંયરાંમાં મજાહ આપતાં હતાં, જે ખુદાની આ સુંદર દુનિયાંને માત્ર રમકડાંરૂપ રજુ કરતાં હતાં, તેમજ આ દુનિયાંની ખુબસુરતી અને સુખ જે હમણાં આપણને ખરેખરાં લાગે છે, તે પેલી દુનિ-

યાંની ખુબસુરતી અને સુખ આગળ, રમકડાં કે પડછાયા જેવાં લાગશે. પૃથ્વિપર આપણાં વહાલાંઓથી લાંબો વખત દુઃખભરેલી રીતે છુટાં પડયા પછી પાછાં મળતાં જે ખુશાલી લાગે છે, તે આપણી આગમચ મરી ગએલાં સગાંઓ અને મિત્રોને પેલી દુનિયાંમાં પાછાં ભેટતાં જે ખુશાલી લાગશે તેનો આગમચથી કાંઇક ખરો ભાસ માત્ર આપે છે. ખરેખર આ ઘડીએ જાણે આકાશની બીજી દુનિયામાંજ હોવું તેમ સખ્ખાંના પાછાં ભેટવાથી સ્વર્ગ સુખ પ્રાપ્ત થએલું લાગે છે.

માનવંત મૅનરેડ બાવા બોલ્યા, કાઉન્ટ સાહેબ અને ધર્માત્મા કાઉન્ટેસ સાહેબના વિચારો મને સુંદર અને બોધ આપનારા લાગે છે. પણ હેન્રીની તવારીખપરથી જે આપણને ખાસ ધડો લેવાનો છે તે આ છે કે ખુદાનું ડહાપણ, ખુબી અને મેહરબાંની આકાશ અને પૃથ્વિ ઉપરથી એવાં ખુલ્લાં અને ખાસ રીતે પ્રકાશી રહ્યાં છે કે એક નાનું બાળક પણ તે જોઇ શકે છે, અને ખુદાને તેની ખલકત વડે પીછાંણી શકે છે.

---

## પ્રકરણ પંદરમું.

[ "કરણી તેવી પાર ઉતરણી" એ ગાથાનું મુખ્ય શિક્ષણ છે, માણસને અક્કલ આપી આ દુન્યાની તમામ પેદાએશો ઉપર હોરમજદે સરદારી બક્ષી છે અને તે સાથે તેને મરજીનું છુટાપણું બક્ષયું છે તે માટે તે જેવું કરે તેવું ભોગવે એવું હોરમજદે પોતાની દાનાઇથી ઠેરાવ્યું છે. માટે આવી

મરજીને આંકોશમાં રાખી, અક્કલનો ભલો ઉપયોગ કરી ખુદાની ખુશનુદીમાં વધારે કરવો. ખુદાની ખુશનુદી ભલાં કામો કર્યાથી થાય છે. ઇનસાનને આ જગતમાં મોકલવાનો હોરમજદનો હેતુ ભલાઇનો વધારો કરી બુરાઇનો નાશ કરવાનો છે. આ પાઠમાં ત્યારે ભલાઓને બદલો મલે છે અને બુડાંઓને સજા થાય છે તે ઉપલાં ગાથાનાં શિક્ષણ પ્રમાણે તદન વાજબી છે.]

**અકેમ્ અકાઈ વંઘઉહીમ્ અષીમ્ વંઘહુવે.**

અર્થઃ—બુરાને બુરૂં તથા ભલાને ભલો બદલો.

(યસ્ન ૪૩, ૫)

**દ્રગ્વોદેબ્યો રષો, સવચા અષવબ્યો.**

અર્થઃ—દુષ્ટ માણસોને દુઃખ અને ભલાઓને ફાએદો.

(યસ્ન ૩૦, ૧૧)

**કત્ અષવા મજદા વેંઘહુત દ્રેગ્વન્તેમ, હા જી અંઘહેઉશ વંઘઉહી વિસ્તા આકેરેતિશ.**

અર્થઃ—શું રાસ્ત માણસ, અઓ હોરમજદ! દુષ્ટ માણસ ઉપર ફાવશે? (જો એમ હોય તો) ખચીત આ જીંદગીનો એ એક ખુબીવાળો બનાવ સમજવો. (યસ્ન ૪૮,૨)

## ભલાંને બદલો, બુંડાંને સજા.

કેટલાક દિવસ પછી કાઉન્ટનાં માણુસો, સારે નસીબે ચોરો સઘળા ભોંયરામાં એકઠા મળેલા હતા, તેમને પકડીને

આઇકેનફેલઝ લાવ્યા. બેડીથી બન્ને જણને સાથે બાંધેલા હતા. એક પેટી, જેમાં ચોરેલો કિંમતી માલ હતો, તે એક ગાડાંમા ઘરડી જીપશી સ્ત્રીની સાથે ચોરોનાં સરઘસ પછવાડે આવી. ચોરોએ નાઠેલા છોકરા માટે કાંઇ શોધ કરી હતી નહીં, કારણકે તેઓએ લોખંડનું બારણું બંધ જોયું, અને પહાડ-માંની ફાટ જ્યાંથી તે નીકળી ગયો હતો તે તેઓએ કદી જોઈ હતી નહીં. એક ઉંચો બાગી પડતી 'ગેલરી' જેવો રસ્તો હતો જે એવો ભયાનક હતો કે તેઓ પણ તેમાં જવાને હિમ્મત કરતા નહીં. તેથી તેઓએ વિચાર્યું કે અહીંથી ઉંડાણમાં પડી ગયો હશે કે કોઇ ભાગ ધસી પડતાં જીવતો દટાઇ મુઓ હશે. તેથી જ્યારે આઇકનફેલઝમાં ચોરો આવ્યા, અને હેન્રીને તેના બાપ સાથે કેસ્તલના દરવાજા આગળ ઉભેલો જોયો ત્યારે તેઓ ઘણાજ અજબ થયા, અને લોખંડ-ના દરવાજામાંથી તે કેમ નીકળ્યો હોય તે સમજી શક્યા નહીં. ચોરોનો નાયક કપટથી બબડયો, અમે ધારતા હતા કે લુચ્ચાઇમાં કોઇ અમારી બરોબરીઓ ન હતો અને હમણાં એક બાળક માંથેનો મળ્યો, જે, હાથે પગે બેડી સાથ લઇ આવ્યો. ખરેજ બહુ ચીરકત ઉત્પન કરે છે.

હવે હું જોઉં છું કે જે એક વાર હું માનતો ન હતો કે "જ્યારે ચોરનો વખત ભરાય છે ત્યારે કોઇ લંગડો સિપાઈ તેને પકડવાને બસ છે" તે ખરૂં છે. પેલો પરધમ વજાડનારો ગવૈયો જે તેઓ વચ્ચેજ હતો તે મનમાં બોલ્યો, આપણે આ છોકરાને ચોરી લાવ્યા કે કોઇ દહાડે તેના વડે જરૂર પડવે છુટી જઇએ, પણ એ તો આપણાજ નાશનું કારણ થયો. જેઓ કહે છે કે જુઠું કરનાર પોતાની ગણ-ત્રીમાં ભુલે છે તે ખરૂંજ છે. પેલો જવાન વીલ્હેલ્મ જે

હેન્રીપર મમતા રાખતો અને મિત્રાચારી દેખાડતો હતો, જેનું મન હજી છેકજ બગડેલું ન હતું તે બોલ્યો, છોકરો નાસી ગયો તેથી હું ખુશ છું કે તે જીવતો છે, જો કે હવે મને તે માટે જીવ પણ આપવો પડે. ખુદાએ અહીંઆં નિર્દોષને બચાવીને અને ગુનેહગારને સજાએ પહોંચાડીને પોતાનું બળ દેખાડયું છે.

હવે જે મારો બલો પીતા કહેતો હતો અને મા ઘડી ઘડી યાદ દેવાડતાં કે "પાપી, જમીનનાં પેટાંમાંબી ભરાય, તોપણ ખુદાના ન્યાય પ્રમાણે તે સજામાંથી છટકે નહીં, જ્યાંથી પણ તેને પકડી ઘટતી સજાએ પહોંચાડે" તે આપણે પૂરેપૂરૂં પામ્યા છીએ.

જ્યારે હેન્રીએ બાપડા વીલ્હેલ્મને બેડી સાથ ચોરો વચ્ચે જોયો, ત્યારે તેને ઘણું લાગી આવ્યું અને પોતાના બાપને તરતજ કહ્યું કે -આ બિચારાએ મારી સાથ ઘણી ભલાઇ કરી છે. તેને કાંઇ ઇજા કરશો નહીં. કાઉન્ટે કહ્યુ, હાલ તેવણુ કાંઇ વચન આપી શકતા નથી. તોપણ પોતાની સત્તામાં હોય તેટલું તેની સાથ ઢીલી દોરીએ કામ લેશે. પછી સાક્ષી પરથી માલમ પડયું કે તેણે કદી કોઇનું લોહી રેડયું હતું નહીં, અને ચોર કરતાં માત્ર ચોરોનો નોકર હતો, ત્યારે મોતની સજા ન કરતાં જીંદગી સુધીની કેદની ટીપ મારી. કાઉન્ટે તેની સજા ઓછી કરતાં કહ્યું કે તે ખરાં દિલના સુધારાની પૂરતી સાબેતી આપશે ત્યાં સુધી તેને એક ઉદ્યોગશાળામાં રાખવામાં આવશે, તે પછી તેનાં સગાંવહાલાંઓ આગળ મોકલી આપવામાં આવશે.

જ્યારે તેને ત્યાંથી લઇ જવામાં આવતો હતો ત્યારે કાઉન્ટે કહ્યું, કોઇ ગુનાહ સજા વગર રહેતો નથી તેમ સઘળાં

સારાં કામનો સારો બદલો મળે છે. તારી નરમ સજા માટે મારા છોકરાને દેખાડેલી ખરી મિત્રાચારીનો આભાર તારે માનવો જોઇએ. જે તેં મારાં બાળક માટે કર્યું છે તેનો બદલો હું તને અને તારી માને આપીશ, હવે તું એવું કર કે હું જલદીથી તને તારી મા આગળ મોકલું.

બાકીનાઓ જેઓ પોતાના લોહી રેડવાના કામોથી મોતની સજા પામ્યા હતા તેમણે ફાંસી દઈ ઘટતે ફેજે પહોંચાડયા. જીપસી સ્ત્રીને તેની જીંદગીની અંત સુધીનાં કેદખાનાની સજા થઇ. ચોરાએલો માલ તેમના ધણીઓ જડી આવ્યા તેમને સ્વાધીન કર્યો, બાકીનો માબાપ વગરનાં બાળકો માટે આશ્રમ સ્થાપવા આપી દીધો. કાઉન્ટે ખુદાનો આભાર માનવાને પોતે નાણાંની મોટી રકમ તેમાં ઉમેરી આપી, અને કાઉન્ટેસે પોતાનાં ઘરેણાં, ઝવેરાત વગેરે આપ્યાં. મારગરેટ, આગળ માફક પોતાની શેઠાણી કાઉન્ટેસની નોકરીમાં ચાલુ રહી, અને લાંબા વખતનાં સંકટ પછી ખુશાલ જીંદગી ગુજારતી હતી. જવાન માળી જ્યોર્જને તેની બેપરવાઇ અને ગફલત માટે નોકરીએથી કાઢી મુકયો. તે દારૂ પીવા અને કુછંદી જીંદગી ગુજારવા લાગ્યો, અને ભર જવાનીમાં ક્ષય રોગથી મરણ પામ્યો. જવાન ભરવાડ, કાઉન્ટ અને કાઉન્ટેસ તરફથી કિમતી ભેટો મેળવી પોતાનાં પહાડી મકાનમાં માબાપ આગળ પાછો ફર્યો.

ભલા ઍનરેક દાદાને કાઉન્ટ પોતાની કેસ્તલમાંજ સાથે હમેશાં રાખવાને ખુશી હતા, પણ તે થોડોજ વખત ત્યાં રહ્યા. તેમને પોતાની ઝુંપડી એક અમીરની કેસ્તલ સાથ અદલબદલ કરવાને લલચાવી શકાયા નહીં. તે બોલ્યા, મારી બાકીની જીંદગી ખુદાની ભક્તિનેજ પૂરેપૂરી અર્પણ કરવા

ઇચ્છું છું, અને તે સર્વથી સરસ રીતે એકાંતવાસમાંજ હું કરી શકું. હું પૂરતો લાંબો વખત દુનિયામાં દુનિયાદાર જીંદગી ગુજારી ચુકયો છું, અને અનુભવથી જાણું છું કે તેમાં કેટલો માલ છે. આ દુનિયામાં જે સર્વથી સરસ કામ કરી શકયે, તે વધારે સારી બીજી દુનિયાં માટે તૈયાર થવું તે છે. માનવંત બુજોરગ સાધુએ છુટા પડતી વખતે—જ્યારે સઘળાં ગમગીન બનેલાં હતાં—કાઉન્ટ, કાઉન્ટેસ અને નાના હેન્રી વગેરેને આશીરવાદ દીધા. નાનો હેન્રી તો તેમને વળગી રહી, છુટો પડવા નાજ કહેતો હતો. કાઉન્ટ અને તેમનું કુટુંબ ફેરતલના દરવાજા સુધી પહરેજગાર મરદને ગાડીમાં બેસાડવા ગયાં. તે ગાડીમાં બેઠા, અને ગાડી હંકારે તે અગાઉ સઘળાંને એક વાર ફરીથી હેતથી જોતા બોલ્યા. " સારી પેઠે રહેજો, ખુદાના આશીરવાદ અને ખુશાલી તમો સાથે હોજો. સ્વર્ગમાં આપણે સઘળાં ભેટીશું."



# શુદ્ધિ પત્ર.



પાનું ૯ મું, લીટી ૨ જી: થ્રઝ ને બદલે થ્રાઝહ્મ્ વાંચો.





આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફ્...
કૅપટન પ્રિંતીંગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઈમાં
મી૦ મેહેરજી બેરામજી મીઠાઇવાલાએ છાપ્યું છે, અને
જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને
ગ્નાન ફેલાવનારી મંડળીના સૅક્રેટરીએ મંડળીને
માટે પારસી પંચાયતની ઑફીસ,
હૉર્નબી રોડ કોટ, મુંબાઇ,
મધેથી પ્રગટ કીધું છે.

